# દેવદાસ



પ્રકાશક જયશંકર ભોળીદાસ દ્વિવેદી

# દેવદાસ

( અપૂર્વ સામાજિક નવલકથા )

અનુવાદક

વ્રજલાલ જાદવજી ઠક્કર

પ્રકાશક

જયશંકર ભોળીદાસ દ્વિવેદી

બહાર બીલ્ડીંગ ચર્ચ સામે

મુંબઈ ૪

સંવત ૧૯૮૧ ] મૂલ્ય રૂા. ૧–૮–૦ [ સન ૧૯૨૫

# પ્રસ્તાવના.



બંગ નવલકથાકાર સમ્રાટ્ શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયનું નામ હવે ગુર્જર સાહિત્ય વિલાસીઓથી અપરિચિત રહ્યું છે એમ તો ન જ કહી શકાય. માનવજીવનનું વાસ્તવ રૂપ અંકિત કરવામાં, માનવના મનસ્તત્વનું યથાર્થ વિશ્લેષણ કરવામાં તથા પાત્રાલેખનના કાર્યમાં શ્રીમાન્ શરચ્ચંદ્ર આજકાલ અદ્વિતીય લેખાય છે. કવિવર રવિન્દ્રનાથની નવલકથાઓ કરતાં પણ એમની નવલકથાઓને ઉચ્ચ કોટિની લેખવામાં આવે છે, એટલું જ નહિ પરંતુ તેમની વાર્તાઓ તથા નવલકથાઓના દેશી તેમજ વિદેશી ભાષાઓમાં જે ભાષાંતરો થયાં છે, તેથી એ કથાકારની કીર્તિ દેશ વિદેશમાં પરિવ્યાપ્ત થઈ ચુકી છે.

આ 'દેવદાસ' નવલકથા ગુરુદાસ ચટ્ટોપાધ્યાય તરફથી કલકત્તામાંથી પ્રસિદ્ધ થતા સુવિખ્યાત 'ભારતવર્ષ' નામક માસિકપત્રમાં લગભગ આઠ દશ વર્ષ પૂર્વે ક્રમશઃ છપાઈ હતી તથા એ વખતથીજ એ વાર્તાનું ગુજરાતી ભાષાંતર કરવા તરફ હું આકર્ષાયો હતો પરંતુ મ્હારી એ ઈચ્છા બીજા આવશ્યકીય કાર્યો સમક્ષ હું અમલમાં મુકી શકયો ન હતો. છતાં આજે એ ઇચ્છાને કાર્યના રૂપમાં પરિણત થયેલી જોઈ મ્હને આનંદ થાય એ સ્વાભાવિક છે. મૂળ બંગાળીમાં એ નવલકથાનો પુસ્તકાકારમાં પણ ઘણી આવૃત્તિઓ થઈ ચુકી છે.

આ ભાષાંતરના કાર્યમાં મૂળ બંગાળી ગ્રંથકારને કેટલો ઈન્સાફ આપવામાં આવ્યો છે એ વિચારવાનું કાર્ય તો બંગભાષાભિજ્ઞ અને ગુજર ભાષાભિજ્ઞ સમાલોચકો તેમજ વિવેચકોનું છે, છતાં મ્હારે એટલું કહેવું જોઈએ કે, મૂળ લખાણના આશયને આપણી ભાષમાં સમજાવવાનો બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે તથા મૂળ લખાણના કોઈ પણ ભાગને નિરૂપયોગી ધારી છોડી દેવામાં આવ્યો નથી.

તા૦ ૧૪ એપ્રિલ ૧૯૨૫
અમદાવાદ



લિ
સાહિત્ય સેવક
નજલાલ જાદવજી ઠક્કર

દેવદાસ



પાર્વતીએ દેવદાસને એક નાનો હુક્કો હાથમાં લઈ ગંભીર ભાવથી ધૂમ્રપાન કરતો જોયો

( પૃષ્ઠ ૬ )

# દેવદાસ.

## પ્રકરણ ૧ લુ

### તોફાની નિશાળીઓ.

એક દિવસે વૈશાખ માસના દ્વિપ્રહરે પુષ્કળ ગરમી પડતી હતી એ વખતે ગામના જમીનદારનો પુત્ર દેવદાસ નિશાળમાં જમીન ઉપર બેસી હાથમાં સ્લેટ લઇ, દૃષ્ટિ સ્થિર કરી પગ લાંબા કરી, નિશ્વાસ મૂકી ઘણો ચિંતાતુર બની ગયો આવા રમણીય સમયે મયદાનમાં ફરી પતંગ ઉડાવવાને બદલે નિશાળમાં ગોંધાઇ રહેવું તેને ગમતું નહોતું તેના ફળદ્રુપ ભેજામાં એક ઉપાય પણ સૂઝી આવ્યો તે હાથમાં સ્લેટ લઇ ઉભો થયો

નિશાળમાં બપોરની રજા પડી હતી બાળકો વિવિધ મંડળમાં વહેંચાઇ ધુમરાણ કરતાં હતાં થોડે દૂર આવેલા એક વડના ઝાડ નીચે રમતાં હતાં દેવદાસે એક વખત એ તરફ જોયું બપોરના ટીફીનની રજા તેને મળતી નહોતી કારણ ગોવિંદ માસ્તરને ઘણી વખત એવો અનુભવ થયો હતો કે, દેવદાસ એક વખત નિશાળની બ્હાર જતો એટલે તે દિવસે એ ફરી દેખાતો નહિ દેવદાસને ટીફીનની રજા આપવી નહિ એમ તેના પિતાએ પણ માસ્તરને કહ્યું હતું એ રજાના વખતમાં મુખ્ય વિદ્યાર્થી ભુલાની દેખરેખ નીચે દેવદાસને રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી

હમણાં નિશાળરૂપી એ ઓરડાની અંદર માસ્તર મહાશય દ્વિપ્રહરના આળસથી આંખો મીંચી સૂઇ ગયા હતા એક ખુણામાં તેમનો માનીતો મુખ્ય શિષ્ય ભુલો ભાંગી ગયેલા હાથપગવાળી એક ન્હાની બેંચ ઉપર માસ્તર બનીને બેઠો હતો વચ્ચે વચ્ચે તિરસ્કાર યુક્ત દૃષ્ટિથી તે વડ નીચે રમતા બાળકો તરફ જોતો હતો તથા કવચિત્ દેવદાસ અને પાર્વતી તરફ આલસ્ય કટાક્ષ ફેંકતો હતો પાર્વતી લગભગ એક મહિનાથી માસ્તર મહાશયના આશ્રય તથા

દેખરેખ નીચે આવી હતી માસ્તરે સભાસ્ત આ એક મહિનામાં તેનું મન રંજન કર્યું હતું તેથીજ તે ઘણા ધ્યાનથી પુષ્કળ ચીરજસહિત પ્રતિકૃતિ ચોપડીના છેલ્લા પૃષ્ઠ ઉપર પેન્સિલ ચીતરતી હતી ઘણા યત્નથી તયાર થતું ચિત્ર આદર્શની સાથે કેટલા અંગે મળતું આવે છે એ તે ચતુર ચિત્રકારની માફક વિવિધ રીતે જોતી હતી જો કે એમાં વિશેષ મળતાપણું નહોતું છતાં એટલાથી પાર્વતી પૂરતો આનંદ અને આત્મપ્રસાદ અનુભવતી હતી

આ વખતે દેવદાસ હાથમાં સ્લેટ લઈ ઉભા ઉભો થયો તથા ભુના તરફ જોઈ તેણે કહ્યું —"હિસાબ આવડતો નથી"

ભુલાએ શાન્ત તેમજ ગંભીર મુખે કહ્યું — "કયો હિસાબ ?"

"મણનો"

"સ્લેટ જોઉં જોઈએ—"

દેવદાસ નજીક જઈ તેના હાથમાં સ્લેટ આપી ઉભા રહ્યા ભુના મ્હોંટેથી બોલી લખવા લાગ્યો કે, "એક મણ તેલની કિમ્મત જો ચૌદ રૂપિયા નવ આના હોય તો—"

બરાબર આ વખતે એક બનાવ બન્યો પેલી ભાંગેલી હાથપગ-વળી ન્હાની બેંચ ઉપર ભુલા તેના પત્તે છાત્ર એનું આસન પસંદ કરી આજકાલ કરતા ઘણું વર્ષથી હમ્મેશા તેના ઉપર બેસતા હતો એ બેંચની પાછળ ચુનાનો એક ઢગલો હતો માસ્તર મહાશયે અમુક એક યુગમાં સસ્તી કિમ્મતે એ ચુનો ખરીદ કરી નાખ્યો હતો અનુકૂળ સમય આવતા નિશાળના જીર્ણ મકાનનો એ ચુનાથી સંસ્કાર કરાવવાનો તેમનો વિચાર હતો એ અનુકૂળ દિનો શુભ પ્રસંગ ક્યારે આવશે એ કોઈ જાણતું નહતું, છતા એ અદદ ચુના ન રૂ તેમનું પુષ્કળ ધ્યાન રહેતું હતું કોઈ પણ વિદ્યાર્થી એ ચુનાના કણમાત્રનો નાશ ન કરે એ માટે ખાસ સંભાળ રાખનાર કાય તેમણે પોતાના પ્રિયપાત્ર તથા બીજાઓ કરતાં સહજ મ્હોટી ઉમરના નિષ્ઠ ભુલાને સોંપ્યું હતું અને તેથીજ મન ઉપર રહે ગીર તરીકે બની તે એ અમૂલ્ય સંપત્તિનું રક્ષણ કરતો હતો

• ભુલો લખતો હતો કે, " એક મણ તેલની કિમ્મત જો ચોદ રૂપિયા નવ આના હોય તો,—બાપરે–મરી ગયો રે–" ત્યાર પછી બૂમાબૂમ ચાલુ થઈ પાર્વતી ભયંકર ઉચ્ચ કંઠે હસીને હાથ તાળી વગાડવા લાગી હમણાંજ નિદ્રામાંથી ઉઠેલા ગોવિંદ માસ્તર લાલચોળ આંખો કરી ઉભા થયા વડ નીચે રમતા છોકરાઓને બૂમો પાડી દોડી જતા તેમણે જોયા ભાગેલી બેંચ ઉપર નાચતા બે પગ તરફ તેમની નજર ખેંચાઈ એ વખતે ચુનાની અંદર આગ્નેયગિરિનો અગ્ન્યુત્પાત થતો હતો ઉચ્ચ કંઠે તેઓ બોલી ઉઠ્યા, શું થયું ?!'

ત્યાં એકલી પાર્વતી હાજર હતી હજી પણ તે જમીન ઉપર આળોટી હાથતાળી વગાડતી હતી માસ્તરે જોરે ગભરાઈ પૂછ્યું– "શું થયું છે ?!'

પછી શ્વેત મૂર્તિ ભુલો મહા મુસિબતે ચુનામાંથી બ્હાર નીકળી ઉભો થયો માસ્તર મ્હોટેથી બોલી ઉઠ્યા –" ભુલા ! તું ચુનામાં ક્યાંથી ?"

" એ — ઍ — એ —'

" હજી રડે છે !—

" દેવો સાલો— એ — ઍ — એ —'

ક્ષણ કાળમાંજ બધું સમજી જઈ માસ્તરે પૂછ્યું —" દેવો ધક્કો મારી નાસી ગયો કે કેમ ?"

ભુલો પોકે રડવા લાગ્યો, ' એ — ઍ — એ —"

ત્યાર પછી થોડા સમય સુધી ભુલાના શરીર ઉપરનો ચુનો ખંખેરવાનું કામ ચાલ્યું, પરંતુ સફેદ અને કાળા રંગના મિશ્રણથી ભુલો કાંઈક અંશે ભૂત જેવો દેખાવા લાગ્યો તથા તેનું રૂદન શાન્ત થયું નહિ

માસ્તરે કહ્યું !–" દેવો ધક્કો મારી નાસી ગયો કેમ ?"

ભુલાએ કહ્યું —" હા— એ — ઍ — એ "

માસ્તર બોલ્યો —" હું એને બરાબર શિક્ષા કરીશ છોકરાઓ ક્યાં ગયા ?"

પછી વિદ્યાર્થીઓએ લાલચોળ મુખે હાંફતા હાંફતા આવીને

કહ્યુ કે, "દેવદાસને અમે પકડી શકયા નહિ એ ઘણી ઝડપથી દોડી ગયો ! "

નિષ્ફળ ક્રોધને વશ થઇ માસ્તરે પ્રથમ તો પાર્વતીને ઘણી ધમકાવી પછી તેમણે ભુલાનો હાથ પકડી કહ્યુ —" મ્હારી સાથે ચાલ આપણે જમીનદાર પાસે જઇએ "

એ વખતે ત્રણ વાગવા આવ્યા હતા જમીનદાર નારાયણ મુખોપાધ્યાય બ્હાર બેસી હુક્કો પીતા હતા એક નોકર હાથમાં પંખો લઈ વાયુ ઢોળતો હતો શિષ્ય સહિત માસ્તરને આવા કટાણે આવેલા જોઇ વિસ્મિત થઇ તેમણે પૂછ્યુ —"કેમ આવવુ પડ્યુ ? ! "

ગોવિંદ માસ્તર જાતે કાયસ્થ હતા તેમણે પ્રણામ કરી, ભુલાને બતાવી બનેલી વાત કહી સંભળાવી જમીનદાર વિરકત થયા તેમણે કહ્યુ —" દેવદાસ ઘણો સ્વચ્છંદી થઇ ગયો હોય એમ લાગે છે "

" મ્હારે શુ કરવુ તે આપ કહો "

જમીનદારે હુક્કાનો ત્યાગ કરી કહ્યુ —" એ ગયો કયાં ? "

" એ હુ શુ જાણુ ? જેઓ એને પકડવા ગયા હતા તેમને તેણે પથરા મારી પાછા હાંકી કાઢ્યા છે "

" ઠીક છે, એ ઘેર આવશે એટલે હુ જે કરવુ હશે તે કરીશ "

ગોવિંદ માસ્તર શિષ્યનો હાથ પકડી પાછા નિશાળે ચાલ્યા ગયા ત્યાં જઈ તેમણે એવી પ્રતિજ્ઞા કરી કે, દેવદાસના પિતા એ પ્રદેશના જમીનદાર હોવા છતા દેવદાસને હવે નિશાળમાં દાખલ કરવામાં આવશે નહિ તે દિવસે વિદ્યાર્થીઓને સહજ વહેલી રજા મળી જતી વખતે રસ્તામાં વિદ્યાર્થીઓ વિવિધ પ્રકારની વાતચિત કરવા લાગ્યા

એક જણે કહ્યુ —" ઉ ! દેવદાસ દિવસે દિવસે બદમાસ થતો જાય છે "

બીજાએ કહ્યુ –" તેણે ભુલાને બરાબર સીધો કર્યો છે "

ત્રીજો એક વિદ્યાર્થી બોલી ઉઠયો —"પરંતુ યાદ રાખજો કે, ભુલો બદલો લીધા સિવાય રહેશે નહિ "

"હવે દેવદાસ નિશાળે આવવાનો નથી એટલે ભુલો કેવી બદલો લેગે"

એ વિદ્યાર્થી મંડળની એક બાજુએ પાર્વતી ચોપડી તથા સ્લેટ લઈ ઘર તરફ આગળ વધતી હતી પાસેથી જતા એક વિદ્યાર્થીનો હાથ પકડી તેણે કહ્યું —"ભાઈ રસિક ! દેવદાસ ભાઇને હવે નિશાળમાં દાખલ નહિ થવા દે કે ?"

રસિકે કહ્યું —"ના કોઈ પણ રીતે નહિ"

પાર્વતી દૂર ખસી ગઈ—એ ઉત્તર તેને ગમ્યો ન હોતો પાર્વતીના પિતાનુ નામ નીલકંઠ ચક્રવર્તી હતુ નીલકંઠ જમીનદારનો પાડોશી હતો અર્થાત્ જમીનદારના આલિશાન મકાન પાસે તેનુ એક ન્હાનુ તેમજ જુનુ મકાન હતુ તેના કબજામાં આઠ દશ વીઘાં જમીન હતી થોડા યજમાનના ઘર પણ હતાં, જમીનદાર તરફથી પણ પ્રસગાનુસાર થોડી ઘણી મદદ મળતી હતી ટૂંકામાં એટલુજ કે તેના દિવસો સુખમાં પસાર થતા હતા તેના કુટુંબમાં કોઇ પણ પ્રકારનુ કષ્ટ ન હોતુ

પ્રથમ ધર્મદાસ સાથે પાર્વતીની મુલાકાત થઇ ધર્મદાસ દેવદાસના ઘરનો નોકર હતો દેવદાસની એક વર્ષની ઉમ્મરથી આજકાલ કરતાં બાર વર્ષની ઉમ્મર સુધી તેણે તેની સભાળ રાખી હતી હમ્મેશા તે યથા સમયે દેવદાસને નિશાળે મૂકી આવતો હતો તથા સ્હાંજે નિશાળ બંધ થતા તે તેને ઘેર લઈ આવતો હતો આ કાર્ય તેણે યથા નિયમ હમ્મેશા કર્યુ હતુ, તથા આજે એટલા માટેજ તે નિશાળ તરફ જતો હતો પાર્વતીને જોઈ તેણે પૂછ્યુ —"વારૂ, ત્હારા દેવભાઈ ક્યાં છે ?"

"નાસી ગયા છે—"

ધર્મદાસે ભયંકર આશ્ચર્ય પામી કહ્યું —"તુ શુ કહે છે ?"

આ વખતે ભુલાની દુર્દશા યાદ કરીને પાર્વતીએ પુન હસવા માંડયુ હસતા હસતા તેણે કહ્યુ —"દેવભાઈ-હી હી હી—ભુલાને ચુનાના ઢગલામા—હી હી હી"

ધર્મદાસે સઘળુ સમજવામાં નહિ આવવા છતાં પાર્વતીને

હસતી જોઇ થોડુ હસી લીધુ પછી હાસ્યનુ સવરણ કરી તેણે કહ્યુ —'વારૂ, કહે જોઈએ કે શુ થયુ છે ?'

પાર્વતીએ પણ હવે હાસ્ય રોકી કહ્યુ —"ભુસાને ચુનાના ઢગલામા પછાડી તેઓ નાસી ગયા છે "

ચિંતાતુર બની ધર્મદાસે પૂછ્યુ —"ક્યા નાસી ગયા છે તે તુ જાણે છે ?'

"હુ શુ જાણુ !"

"તુ જાણે છે–મ્હને કહે તેમને ક્યારનીયે ભૂખ લાગી હશે

"એ ખરૂ છે, પણ હુ કહેવાની નથી "

"કારણ ?"

"જો હુ કેકાણુ બતાવી દઉ તો તેઓ મ્હને મારે હુ એમને ખાવાનુ આપી આવીશ '

ધર્મદાસ સહજ સતુષ્ટ થયો તેણે કહ્યુ —" ભલે આપી આવજે, અને સધ્યાકાળ પહેલા મનાવી પટાવીને ઘેર તેડી લાવજે "

' તેડી લાવીશ. "

ઘેર આવતા પાર્વતી જાણી શકી કે, તેની માતા તથા દેવદાસની માતાએ સઘળી હકીકત સાભળી હતી પાર્વતીને એ વાત પુછવામા આવી પ્રથમ હસી પછી ગભીર થઈ બની શકે એટલી હકીકત તેણે કહી પછી ઓઢણીના છેડા સાથે થોડા પુવા બાધી જમીનદારના એક આબાવાડીઆમા તેણે પ્રવેશ કર્યો એ આબાવાડીઉ નજીકજ આવેલુ હતુ એ આબાવાડીઆના એક ખુણામા એક વાસનુ ઝાડ હતુ છુપાઈને ધુમ્રપાન કરવા માટે દેવદાસે એ વાસના ઝાડની અદરની થોડી જગ્યા સાફ કરી રાખી હતી, એ પાર્વતી જાણતી હતી દેવદાસ નાસી જતો ત્યારે તે એ સ્થળેજ છુપાઈ રહેતો હતો અદર પ્રવેશ કરતા પાર્વતીએ દેવદાસને એક ન્હાનો હુક્કો હાથમા લઇ ગભીર ભાવથી ધુમ્રપાન કરતો જોયો તેના મુખ ઉપરની ગભીરતામા ચિંતાનો સમાવેશ થયેલો હતો પાર્વતીને જોઈ તે ઘણો ખુશી થયો, પરતુ બ્હારથી તેણે પ્રસન્નભાવ દર્શાવ્યો નહિ ધુમ્રપાન કરતા કરતા ગભીર ભાવથી તેણે કહ્યુ -" આવ '

પાર્વતી તેની પાસે બેસીને બધું નાહી પણ પૂછ્યા સિવાય તે પુવા છોડીને ખાવા લાગ્યો ખાતા તેણે કહ્યુ – " પારુ ! માસ્તર મહાશય શુ બોલ્યા ?

' તેમણે કાકા મહાશયને બધી વાત કહી દીધી છે '

દેવદાસ હુક્કો ગાદીએ મૂકી આંખો કાઢી કહ્યુ –' બાપાને બધી વાત કહી દીધી છે ? "

" હા '

" પછી ? "

' હવે તમોને નિશાળમા નહિ આવવા દે

" ભણવાની મ્હારી મરજી પણ નથી '

ખોરાકની સામગ્રી પુરી થઈ દેવદાસે પાર્વતીના મ્હો તરફ જોઇ કહ્યુ –"સદેશ લાવ "

" સદેશ તો હુ લાવી નથી "

' ત્યારે પાણી લાવ "

' પાણી કયાથી લાવુ ?'

વિરક્ત બની દેવદાસે કહ્યુ – ' ત્યારે કાં નથી લાવી ત્યાર પછી આપ આવી શામાટે ? જા, પાણી લઈ આવ

દેવદાસના કઠોર સ્વર પાર્વતીને ગમ્યો નહિ તેણે કહ્યુ – 'હુ પાછી જઈ આવી શકુ તેમ નથી ચાલો, તમે ખાઈપીને આવજો "

હમણા હુ ઘેર આવી શકુ તેમ છે ?

"ત્યારે શુ અહીજ રહેશો !"

" અહી રહીશ, પછીથી ચાલ્યો જઇશ—

પાર્વતીનો ભાવ બદલાઇ ગયો દેવદાસના વૈરાગ્ય જોઈ તથા તેની વાત સાભળી તેના નેત્રોમા આંસુ ભરાઇ આવ્યા તેણે કહ્યુ –" દેવભાઇ ! હુ પણ આવીશ '

" ક્યા ? મ્હારી સાથે ? ના ના એમ તે બને કે ? '

પાર્વતીએ મસ્તક હલાવી કહ્યુ –' હુ આવીશ જ—'

" ના ત્હારે આવવાનુ નથી પ્રથમ તુ પાણી લઇ આવ '

' હુ પાણી લેવા જાઉ તો તમે નાસી જાઓ

'નહિ નાસી જાઉ "

પણ પાર્વતીએ વાત સાચી માની શકી નહિ તે બેસીજ

રહી દેવદાસે ફરીથી આજ્ઞા કરી –'જા કહુ છુ—"

"હુ જઇ શકીશ નહિ "

ગુસ્સે ભરાઈ દેવદાસે પાર્વતીની મુકતવેણી ખેચી કહ્યું " જા કહુ છુ–"

પાર્વતી ચુપ રહી પછી તેને પીઠ ઉપર એક મુક્કી વાગી "તુ નહિ જાય કે ?"

પાર્વતી રડી પડી –" હુ કોઇ પણ રીતે નહિ જાઉ

દેવદાસ એક બાજુએ ચાલ્યો પાર્વતી રડતી રડતી દેવદાસના પિતા પાસે પહોચી ગઇ જમીનદારનો પાર્વતી ઉપર ઘણો સ્નેહ હતો તેમણે પૂછ્યુ –" પારુ, રડે છે કેમ ? '

" દેવભાઇએ મ્હને મારી છે "

" એ છે કયા ? "

' આબાવાડીઆની અંદર વાસના ઝાડ નીચે બેમા હુકકો પીએ છે "

માસ્તર ફરિયાદ કરી ગયા ત્યારથી જમીનદાર ખીજવાયા હતા આ સામાચાર જાણવામાં આવતા તેઓ અગ્નિમૂર્તિ બની ગયા તેમણે કહ્યું –" દેવો તમાકુ પીએ છે કે ?"

"હા, એ રોજ હુકકો પીએ છે વાંસના ઝાડમા હુકકો સતાડી રાખ્યો છે "

" આટલા દિવસ સુધી ત્હે એ વાત મ્હને કેમ કહી નહિ ?"

" દેવભાઇ મારે એ બ્હીકને લીધે "

આ ઉત્તર ખરો ન હોતો એ વાત ખુલ્લી કરવાથી દેવદાસને માર પડશે જાણી તણે તે છુપાવી રાખી હતી આજે ગુસ્સાના આવેશમાંજ એ વાત તેણે કહી દીધી હતી હમણા એની ઉમ્મર ફકત આઠ વર્ષની હતી–હમણા એના ગુસ્સાનુ પ્રમાણ વિશેષ હતુ, આમ છતા તેનામા વિચાર શકિત પણ કાંઈ ઓછી ન હોતી ઘેર જઈ બિછાનામા સુઇ રહી ઘણા સમય સુધી રડયા પછી તે ઉંઘી ગઇ,—એ રાત્રે તેણે કાંઇ ખાધુ નહિ

# પ્રકરણ ૨ જું

—:•—

## શૈશવ સહચરી

બીજે દિવસે દેવદાસને બરાબર શિક્ષા કરવામા આવી તેને થોડો માર પણ પડયો આખો દિવસ તેને ઘરની અંદર એક ઓરડામા પૂરી રાખવામા આવ્યો પછી તેની માતાએ જ્યારે ઘણુ કલ્પાંત કરના માંડયુ ત્યારે દેવદાસને છૂટો કરવામા આવ્યો બીજે દિવસે સ્હવાર થતા પહેલાજ નાસી જઈ તે પાર્વતીના ઘરની બારી આગળ જઈ ઊભો રહ્યો તેણે હાક મારી—"પારુ!" ઉત્તર નહિ મળવાથી ફરી હાક મારી, "પારુ!"

પાર્વતીએ બારી ઉઘાડી કહ્યુ—"દેવભાઈ!"

દેવદાસે સંકેત કરી કહ્યુ—"જલ્દી આવ"

બન્ને એકઠા થયા એટલે દેવદાસ બોલ્યો—"હુક્કો પીવાની વાત ત્હે શા માટે કહી દીધી?"

"તમે મ્હને મારી કેમ?"

"તુ પાણી કેમ ન લઈ આવી?"

પાર્વતી ચુપ રહી દેવદાસે કહ્યુ—"ત્હારામા બિલ્કુલ અક્કલ નથી, હવે કોઈ વાત કહી દેતી નહિ!"

"ઠીક"

"ત્યારે ચાલ છિપ (માછલા પકડવાની સોટી) કાપી લાવીએ આજે માછલા પકડવા જવુ છે"

વાસના ઝાડ પાસે એક બીજુ વૃક્ષ હતુ દેવદાસ જોત જોતામા એ ઝાડ ઉપર ચઢી ગયો મહાકષ્ટે એક વાસની ડાળને નમાવી તે તેણે પાર્વતીના હાથમા પકડી રખાવી કહ્યુ—"જોજે, છોડી દઈશ નહિ-તુ છોડી દઈશ તો હુ પડી જઇશ"

પાર્વતી પોતાનુ સઘળુ બળ એકઠુ કરી પકડી રહી દેવદાસ એક ડાળ ઉપર પગ રાખી છિપ કાપવા લાગ્યો પાર્વતીએ નીચેથી કહ્યુ—"દેવભાઈ! નિશાળે આવવુ નથી?"

"ના"

"કાકા મહાશય તમને મોકલી દેશે"

" બાપાએ પોતેજ કહ્યું છે કે, હવે મ્હારે નિશાળે જવાનુ નથી માસ્તર ઘેર આવશે !"

પાવતી સહજ દિલગીર થઈ તેણે કહ્યુ –" ગરમીને લીધે ગઈ કાલથી સ્હવારની નિશાળ થઇ છે, હુ હમણાજ જઇશ"

દેવદાસે ઉપરથી આખો લાલચોળ કરી કહ્યુ –' ત્હારે જવાનુ નથી"

આ વખતે પાર્વતીનુ ચિત્ત સહજ અસ્થિર બની ગયુ તથા વાસની ડાળ તેના હાથમાથી છૂટી ઉચી ચઢી ગઈ ન સાથે દેવદાસ ધબ્બ કરતો નીચે ગબડી પડયો બહુ ઉચાઈ નહિ હોવાથી તેને વિશેષ વાગ્યુ નહિ, પરતુ શરીર ઉપર ઘણે સ્થળે ઉઝરડા ભરાયા નીચે પડી ક્રોધે ભરાયલા દેવદાસે એક સુકી સોટી લઇ પાવતીની પીઠ ઉપર, ગાલ ઉપર તથા મરજી આવે ત્યા ફટાફટ વા લગાવ્યા અને કહ્યુ –" જા, દૂર ચાલી જા"

પહેલા તો પાર્વતી પોતેજ લજ્જિત બની ગઈ હતી પરતુ જ્યારે ઉપરા ઉપરી સોટીઓ વાગવા લાગી ત્યારે ક્રોધ અને અભિમાનથી બન્ને આખો ગુસ્સાથી લાલચોળ કરી રડતા રડતા તેણે કહ્યુ –" હમણાજ હુ કાકા મહાશય પાસે જાઉ છુ–"

ક્રોધના આવેશમા બીજો એક વા લગાવી દેવદાસે કહ્યુ – "જા, હમણાજ કહી દે"

પાર્વતી ચાલી ગઈ તે જ્યારે વાસે દૂર ગઈ ત્યારે દેવદાસે હાક મારી, " પારુ !"

પાર્વતીએ સાભળ્યુ ન સાભળ્યુ કર્યુ–તે વિશેષ ઝડપથી ચાલવા લાગી દેવદાસે ફરીથી કહ્યુ –" પારુ ! મ્હારી વાત સાભળી જા '

પાર્વતીએ ઉત્તર આપ્યો નહિ દેવદાસે કેટલીક હાકો મારી પછી કટાળી જઈ પોતાના મન સાથે કહ્યુ –" જવા દે–મરવા દે !"

પાર્વતી ગઈ દેવદાસનુ મન બગડી ગયુ હતુ રડતી રડતી પાર્વતી ઘેર ગઇ, તેના ગાલ ઉપર વાગેલા સોટીના ઘાએ આસમાની રગ ધારણ કરેલો હોઈ એ રગવાળી જગ્યા ફુલી ગઈ હતી પ્રથમ પાર્વતી તેની દાદીની નજરે પડી તે બેબ્હાકળી બની બોલી ઉઠી –" ઓય મા, પારુ ! તને આટલુ બધુ કોણે માર્યુ ?"

આંખો લુછતા લુછતા પાર્વતીએ કહ્યુ —" માસ્તર મહાશયે '

દાદીએ પાર્વતીને કેડે લઈ ભયાનક ક્રોધે ભરાઇ કહ્યુ—" ચાલ આપણે જમીનદાર પાસે જઇ ફરિયાદ કરીએ એ માસ્તર એના મનમા સમજે છે શુ ! કસાઈની માફક આવો માર મરાતો હશે !"

પાર્વતીએ દાદીના કંઠમા વળગી પડી કહ્યુ —" ચાલો "

જમીનદાર પાસે જઇ પાર્વતીની દાદીએ માસ્તર મહાશયના સઘળા પૂર્વજોનો ઉલ્લેખ કરી તેમના પારલૌકિક અશુભની ઇચ્છા દર્શાવી અને માસ્તરના ઉપર ઘણી ગાળોનો વરસાદ વરસાવી તેણે કહ્યુ —"ભાઈ ! જોઇ કે એ માસ્તરની નિષ્ઠુરતા ! શૂદ્ર થઇ તેણે બ્રાહ્મણની કન્યા ઉપર કેવી હિમ્મતથી હાથ ઉઠાવ્યો ! છોકરીને કેટલી બધી મારી છે એ જુઓ !"

જમીનદારે પૂછ્યુ —" પારુ ! તને કોણે મારી ?"

પાર્વતી ચુપ રહી આ વખતે તેની દાદી પાછી મ્હોટે અવાજે બોલી ઉઠી —" બીજુ કોણ મારે ! એ ગમાર માસ્તરે એને મારી છે !"

" શા માટે મારી ?"

પાર્વતીએ આ વખતે પણ કાંઇ ઉત્તર આપ્યો નહિ જમીનદારે વિચાર્યુ કે, પારુએ કાંઈ ગુન્હો કર્યો હશે તેથી તેને મારી હશે ! પરંતુ આવી રીતે સખ્ત માર મારવામા આવે એ તેમને ઉચિત લાગ્યુ નહિ સ્પષ્ટ શબ્દોમા તેમણે એ વાત કહી આ વખતે પાર્વતીએ પોતાનો બરડો બતાવી કહ્યુ —" અહી મારી છે "

બરડા ઉપરના દાગ વિશેષ સ્પષ્ટ હતા જમીનદાર અને પાર્વતીની દાદીના ક્રોધનો પાર રહ્યો નહિ માસ્તરને બોલાવી ખુલાસો પૂછવામા આવશે એમ જમીનદારે કહ્યુ તે સાથે એવો પણ નિર્ણય થયો કે આવા માસ્તર પાસે બાળકોને ભણવા મોકલવા ઉચિત નથી

એ નિર્ણય સાભળી પુષ્કળ પ્રસન્ન થઈ પાર્વતી દાદીની કેડે ચઢી ઘેર ગઇ ઘેર ગયા પછી પાર્વતીની માતા પુત્રીને પ્રશ્નો પૂછવા લાગી તેણે પુછ્યુ —' શા માટે મારી તે કહે "

પાર્વતીએ કહ્યુ —" વગર વાંકે મારી છે "

માતાએ પુત્રીના કાનને બરાબર આમળી કહ્યુ —" વિનાવાંક કોઇ મારે ખરુ કે ?"

આ વખતે દાદી ચૉકમાથી જતી હતી તેણે પુત્રવધૂ સામે ઉપસ્થિત થઇ કહ્યુ –“ વહુ ! મા થઇને તુ વગર વાકે પુત્રીને મારી શકે છે તો પછી એ માસ્તર કેમ ન મારી શકે ?!”

‘ દીકરી કેવી ડાહી છે એ હુ જાણુ છુ ’

“ ગમે તેમ હોય હવે હુ એને નિશાળે મોકલવાની નથી ! ”

“ ત્યારે શુ એને અભણ રાખવી છે ! ’

“ બહુ ભણાવીને શુ કરવુ છે ? સાધારણ કાગળ પત્ર લખી શકે એટલે બસ છે ત્હારી પાસે કયા વકીલાત કરવા જવુ છે ! ’

તે દિવસે દેવદાસે બ્હીતા બ્હીતા ઘરમા પ્રવેશ કર્યો પાર્વતી એ અત્યાર સુધીમા સઘળી હકીકત કહી દીધી હશે એ માટે તેને બિલ્કુલ સન્દેહ નહોતો ! પરતુ ઘેર ગયા પછી જ્યારે એ સબધીનો સહજ પણ આભાસ દેખાયો નહિ, તથા ઉલટુ તેણે જ્યારે માતાને મુખે એમ સાભળ્યુ કે, આજે ગોવિદ માસ્તરે પાર્વતીને પુષ્કળ માર્યા છે તેથી તે નિશાળે જવાની નથી, ત્યારે તેના આનન્દનો પાર રહ્યો નહિ આનન્દની વિશેષતાથી તે બરાબર આહાર પણ કરી શક્યો નહિ મનની ઉતાવળે પાર્વતી પાસે દોડી જઈ હાફતા હાફતા તેણે કહ્યુ – “ તુ હવે નિશાળે નહિ જાય કે ? ”

“ ના ”

“ એમ કેવી રીતે બન્યુ ? ”

“મ્હે કહ્યુ કે, માસ્તર મહાશયે મ્હને મારી છે ”

દેવદાસે હાસ્ય કરી પાર્વતીની પીઠ થાબડીને એવો મત દર્શાવ્યો કે, તેના જેવી બુદ્ધિમતિ બાળકા પૃથ્વીમા બીજી કોઈ નથી ત્યારપછી પાર્વતીના ગાલ ઉપરના આસમાની સાળ જોઈ નિશ્વાસ મૂકી તેણે કહ્યુ –“ ઓહ ! તને બહુ વાગ્યુ છે કે પારુ ? ”

પાર્વતીએ મસ્તક હલાવી કહ્યુ –“ હા ”

“ ત્યારે તુ એમ શા માટે કરે છે ? તેથી ગુસ્સો ઉપજે છે એટલે હુ મારુ છુ ”

પાર્વતીના નેત્રોમા જળ ભરાઈ આવ્યુ પોતે શુ કરે છે એ કહેવાની તને ઇચ્છા થઇ આવી, પરન્તુ પુછી શકી નહિ.

દેવદાસે તેના માથા ઉપર હાથ રાખી કહ્યુ –' હવેથી એમ કરીશ નહિ, સમજ્યો ? "

" સારુ "

દેવદાસે ફરીથી તેની પીઠ થાબડી કહ્યુ –" ઠીક છે, હવે હુ તને કદાપિ મારીશ નહિ "



## પ્રકરણ ૩ જુ

— ૦ —

### દાનપ્રિયતા

દિવસો વીતી જતા હતા દેવદાસ અને પાર્વતીના આમોદનો પાર નહોતો આખા દિવસ ટાઢતડકામા તેઓ ફર્યા કરતા હતા સન્ધ્યાકાળે ઘેર પાછા ફરી તેઓ માર ખાઈ લેતા હતા અને પાછા હવાર થતા ગુપચુપ પલાયન કરી જતા હતા તેમજ રમતગમત કરતા હતા તેમનુ બીજુ કોઈ સગીસાથી નહોતુ–એવાની જરૂર પણ પડતી નહોતી આખા ફળીઆમા અત્યાચાર અને ઉપદ્રવ કરવા તેઓ બે પૂરતા હતા એક દિવસે સૂર્યોદય થયા પછી તરતજ બન્ને જણા નદીના બાંધ પાસે ગયા હતા મધ્યાન્હકાળ વીતી ગયા પછી, પદર ન્હાના મ્હોટા મત્સ્ય પકડી યોગ્યતાનુસાર તેનો ભાગ વહેચી લાલ ચોળ મ્હો લઇ બન્ને જણા ઘેર ગયા પાર્વતીની માતાએ પુત્રીને યથારીતિ પ્રહાર કરી એક ઓરડામા પૂરી રાખી દેવદાસનુ શુ થયુ એ અમે જાણતા નથી, કેમ કે એવી વાત તે કોઇ પણ રીતે પ્રકાશિત કરતો નહોતો આમ છતા પાર્વતી જ્યારે ઓરડામા પૂરાઈ રહી પુષ્કળ રડતી હતી ત્યારે—લગભગ બે ત્રણ વાગ્યે દેવદાસે બારીની નીચે આવી અતિ કટુ સ્વરે હાક મારી હતી કે, " પારુ ! ઓ પારુ ! " પાર્વતીએ એ હાક સાભળી હોય એમ લાગતુ હતુ, પરતુ રીસે ભરાઈ તેણે ઉત્તર આપ્યો નહોતો ત્યાર પછી આખા દિવસ તેણે નજીક આવેલા એક ચપાના ઝાડ ઉપર બેસી પસાર કર્યો હતો તથા સન્ધ્યાકાળ પછી મહા મહેનતે ધર્મદાસ તેને નીચે ઉતારી ઘેર તેડી લાવ્યો હતો

પરતુ બીજે દિવસે તો પાર્વતી પ્રભાતકાળથી જ દેવદાસની રાહ

જોઇ બેઠી રહી હતી, છતાં દેવદાસ આવ્યો નહિ તે પિતાની સાથે નજીક આવેલા ગામમાં જમવા ગયો હતો. દેવદાસ ન જ આવ્યો એટલે ઉતરી ગયેલા મુખે પાર્વતી એકલી ઘરની બ્હાર નીકળી પડી ગઈ કાલે બાંધના પાણીમાં ઉતરતી વખતે દેવદાસે પોતાની પાસેના ત્રણ રૂપિયા પાર્વતીને સાચવી રાખવા આપ્યા હતા. પાર્વતીએ પોતાની ઓઢણીના છેડા સાથે એ રૂપિયા બાંધી રાખ્યા હતા. પાર્વતીએ આમતેમ ફરવામાં ઘણો વખત પસાર કરી દીધો, પરંતુ તેને કોઈ સોબતી મળ્યું નહિ, કેમકે એ દિવસોમાં નિશાળ સ્હવારે ભરાતી હતી. પાર્વતી મનોરમા નામની એક બાળિકા જે ફળીઆમાં રહેતી હતી તે ફળીઆમાં ગઈ. મનોરમા ઉમ્મરે પાર્વતીથી થોડી મ્હોટી હોવા છતાં તે નિશાળે ભણતી હતી. પાર્વતીની તે બ્હેનપણી હતી. ઘણા દિવસથી બન્ને બ્હેનપણીઓની મુલાકાત થઇ નહોતી. આજે વખત મળતાં પાર્વતીએ મનોરમાને ઘેર જઈ પૂછ્યું—" મનુ ઘરમાં છે કે ? "

મનોરમાની ફોઈ બ્હાર આવી. તેણે પુછ્યું—" કોણ પારુ ? "

" હા ફોઇબા, મનુ ક્યાં છે ? "

" એ તો નિશાળે ગઈ છે—તું નથી ગઇ ? "

" હું નિશાળે નથી જતી. દેવભાઇ પણ નથી જતા. "

મનોરમાની ફોઇએ હસીને કહ્યું—"ત્યારે તો સારૂં. તું જતી નથી અને દેવભાઈ પણ નથી જતા ? "

" ના, અમે બન્ને નથી જતા. "

" ઠીક. મનુ તો નિશાળે ગઇ છે. "

ફોઈએ પાર્વતીને બેસવા કહ્યું, પરંતુ પાર્વતી પાછી જતી રહી. રસ્તામાં રસિકલાલની દુકાન પાસેથી ત્રણ વૈષ્ણવી રસકલિ પહેરી હાથમાં ખજની લઇ ભિક્ષા માગવા જતી હતી. પાર્વતીએ તેમને બોલાવી પુછ્યું—" તમને ગાતાં આવડે છે કે ? "

એક વૈષ્ણવીએ પાછું જોઈ ઉત્તર આપ્યો—" હા બ્હેન, આવડે છે. "

" ત્યારે તમે ગાઓ. "

ત્રણે જણી પાછી ફરી ઉભી રહી. તેઓમાંની એકે કહ્યું—" અમને ભિક્ષા આપવાના પૈસા છે ? ચાલો, અમે તમારે ઘેર આવી ગાઇએ. "

" ના, અહીં જ ગાઓ "

" પૈસા આપવા પડશે, બ્હેન ! "

પાર્વતીએ ઓઢણીને છેડે બાંધેલા રૂપિયા દેખાડી કહ્યુ, " પૈસા નથી, પણ રૂપિયા છે "

એ રૂપિયા જોઇ વૈષ્ણવીઓ દુકાનથી થોડે છેટે જઇને બેઠી ત્યાર પછી ખજની વગાડી ત્રણે જણીઓ ગાન ગાવા લાગી તેમણે જે ગાયુ તેનો અર્થ શો હતો, એમાનુ કાઇ પાર્વતી સમજી શકી નહિ જો તેણે ઇચ્છા કરી હોત તો પણ તે સમજી શકત નહિ, પરંતુ એ ક્ષણે તેનુ મન દેવદાસ પાસે દોડી ગયુ હતુ

ગાન ગાઇ રહ્યા પછી વૈષ્ણવીઓએ કહ્યુ –" બ્હેન ! ભિક્ષા આપો "

પાર્વતીએ છેડાની ગાઠ છોડી ત્રણે રૂપિયા તેમને આપી દીધા ત્રણે જણીઓ આશ્ચર્ય પામી પાર્વતીના મુખ તરફ જોઇ રહી.

એક જણીએ પૂછ્યુ –" બ્હેન ! આ કોના રૂપિયા છે ? "

" દેવભાઈના "

" તેઓ તમને મારશે નહિ ? "

પાર્વતીએ સહજ ચિંતા કરી કહ્યુ " ના "

બીજી એકે કહ્યુ "બ્હેન ! જીવતા રહો "

પાર્વતીએ હસીને કહ્યુ "-તમને ત્રણેને સરખો ભાગ મળ્યોછે, કેમ?"

ત્રણે જણીએ માથા હલાવી કહ્યુ –" હા રાધારાણી તમારૂ કલ્યાણ કરો " આમ કહી તેઓ આન્તરિક આશીર્વાદ આપી ગઈ આ દાનશીલા ન્હાની બાલિકાને શિક્ષા ન ભોગવવી પડે એવુ જાણે કે તેઓ ઇચ્છતી હતી એ દિવસે પાર્વતી સવેળા ઘેર ગઇ બીજે દિવસે સ્હવારે દેવદાસ સાથે તેનો મેળાપ થયો તેના હાથમા દોરથી ભરેલી એક ચરખડી હતી પતંગ ખરીદવા જવાનો હમણા તેનો વિચાર હતો પાર્વતીને પાસે જોઈ તેણે કહ્યુ – " પેલા રૂપિયા આપ '

પાર્વતીનુ મ્હો ઉતરી ગયુ તેણે કહ્યુ, " રૂપિયા નથી "

" ક્યા ગયા ? "

" વૈષ્ણવીઓને આપી દીધા છે તેમણે ગાયન ગાયુ હતુ "

" બધા આપી દીધા છે ? '

"ફક્ત ત્રણ રૂપિયા હતા"

"મૂરખી, બધા રૂપિયા આપી દેવાય કે?"

'વાહ! એ ત્રણ જણીઓ હતી. ત્રણ રૂપિયા ન આપુ તો તેઓ કેવી રીતે ભાગ વહેંચી શકે?"

દેવદાસે ગભીર બનીને કહ્યુ -"હુ હોત તો એ રૂપિયા આપત તેથી તેમને દરેકને દશ આના આઠ પાઈનો ભાગ મળત '

પાર્વતી બોલી ઉઠી -"એમને તમારી માફક હિસાબ ગણતા ક્યાથી આવડે?"

પાર્વતીનુ આ વાક્ય સાભળી ખુશી થઈ દેવદાસે કહ્યુ - "ત્હારૂ કહેવુ ખરુ છે"

પાર્વતીએ દેવદાસનો હાથ પકડી કહ્યુ -" દેવભાઈ! મ્હેં ધાર્યુ હતુ કે, તમે મ્હને મારશો!"

દેવદાસને આશ્ચર્ય લાગ્યુ તેણે પુછ્યુ -'શા માટે મારુ'"

"વૈષ્ણવીઓએ કહ્યુ હતુ કે, તમે મ્હને મારશો"

આ વાત સાભળી દેવદાસે વિશેષ ખુશી થઈ પાર્વતીના ખભા ઉપર ભાર દઈ કહ્યુ -' જા જા, વિના વાકે હુ તને માર મારૂ કે?'

દેવદાસે કદાચ એમ ધાર્યુ હશે કે, પાર્વતીનુ આ કાર્ય તેના પીનલકોડની અદર આવતુ નથી, કારણ કે ત્રણ રૂપિયા એ વૈષ્ણવીઓએ સહેલાઈથી વહેંચી લીધા છે વળી જો વૈષ્ણવીઓએ પાઠશાળામા ગણના હિસાબનુ શિક્ષણ મેળવ્યુ નહોતુ તેમને ત્રણ રૂપિયાને બદલે જો બે રૂપિયા આપવામા આવ્યા હોત તો તેમના તરફ કાઈક અશે અત્યાચાર કર્યા જેવુ થાત પછી દેવદાસ પાર્વતીનો હાથ પકડી પતગ ખરીદવા બજાર તરફ જવા લાગ્યો દોરની ચકરડી એ સ્થળેજ એક ગભોનમા તેણે છુપાવી રાખી



# પ્રકરણુ ૪ થું.

— ● —

## જીવનક્રમનું પરિવર્ત્તન

આવી રીતે એક વર્ષ પસાર થઈ ગયુ હવે દેવદાસની માતા વિશેષ ચિંતાતુર બની ગઇ પતિને બોલાવી તેણે કહ્યુ –" દેવો તો દિવસે દિવસે મુરખો થતો જાય છે—એની ગમે તે વ્યવસ્થા કરો "

જમીનદારે સ્વગત કાઇ વિચાર કરી કહ્યુ –" એ કલકત્તે જાય તો સારૂં નગેન્દ્રને ઘેર રહી સારી રીતે અભ્યાસ કરી શકશે "

નગેન્દ્રનાથ સબધી તરીકે દેવદાસનો મામો થતો હતો એ વાત સહુએ સાભળી જ્યારે એ વાત પાર્વતીના સાભળવામા આવી ત્યારે તે ઘણી ભયભીત બની ગઇ એકાન્તમા દેવદાસની મુલાકાત થતા તેનો હાથ પકડી હલાવતા હલાવતા કહ્યુ –" દેવભાઈ! તમે કલકત્તા જશો કે ?"

"કોણે કહ્યુ ?"

"કાકા મહાશય એમ કહે છે"

"ના, હુ કોઇ પણ રીતે જવાનો નથી"

"અને જો કદાચ જોર કરીને તમને મોકલશે તો ?"

"જોર ?"

આ વખતે દેવદાસે પોતાના મુખ ઉપર એવો ભાવ દર્શાવ્યો કે, તે જોઇ પાર્વતી સારી રીતે સમજી શકી કે, દેવદાસ ઉપર જોર કરી તેની પસે કોઈ કાર્ય કરાવી શકે એવુ એક પણ મણુસ પૃથ્વી ઉપર નથી પાર્વતી પણ એમજ ઇચ્છતી હતી અતિશય આનદથી દેવદાસનો હાથ હલાવી હાસ્ય કરીને તેણે કહ્યુ "દેવભાઈ! જો જો, જતા નહિ હો!"

"કદાપિ નહિ જાઉ!"

દેવદાસની આ પ્રતિજ્ઞા કાયમ રહી નહિ તેના પિતાએ રકઝક કરી, તિરસ્કાર તેમજ પ્રહાર કરી ધર્મદાસની સાથે તેને કલકત્તે મોકલી દીધો જે દિવસે જવાનુ થયુ તે દિવસે દેવદાસે પોતાના મનમા ઘણુ દુખ અનુભવ્યુ નવીન સ્થાને જતી વખતે જે

કુતૂહલ કિંવા આનંદ દેખાવો જોઈએ તે દેખાયો નહિ પાર્વતી એ દિવસે તેને કોઇ પણ રીતે છોડતી નહોતી તેણે વણી રડાગેળ કરી, પરંતુ તેની વાત કોણ સાંભળે? અભિમાનને લીધે પ્રથમ તો તેણે દેવદાસ સાથે કાંઇ વાત કરી નહિ, પરંતુ છેવટે જ્યારે દેવદાસે તેને પાસે બોલાવી એમ કહ્યું કે, "પારુ! હું જલ્દી પાછો આવીશ, જો પાછો નહિ આવવા દે તો નાશી આવીશ" ત્યારે પાર્વતીએ સ્વસ્થ થઈ પોતાના ક્ષુદ્ર હૃદયની ઘણી વાતો કહી સંભળાવી પછી ઘોડાગાડીમાં બેસી, માતાનો આશીર્વાદ તેમજ અન્નજળનું છેલ્લું સિંદુર કપાળમાં ચાંલ્લાની માફક ધારણ કરી તે ચાલ્યો ગયો

પાર્વતીને વણુ દુઃખ થયું તેની બન્ને આંખોમાંથી આંસુના ધારાઓ વહેવા લાગી અભિમાનથી તેનું હૃદય ફાટી જવા લાગ્યું આરંભના થોડા દિવસ આવી રીતે વીતી ગયા ત્યાર પછી એકાએક એક દિવસે પ્રાતઃકાળે ઊઠતા આખા દિવસમાં પોતાને કાંઇ કરવાનું નથી એમજ તેને લાગ્યું નિશાળ છોડી દીધા પછી પ્રાતઃકાળથી સંધ્યાકાળ સુધીનો વખત દેવદાસ સાથે રખડવા રઝળવામાં ક્યાં જતો રહેતો હતો એ માલૂમ પડતું નહોતું એ વખતે જાણે કે પુષ્કળ કામ કરવાના હતા-સમય પણ પહોંચી શકતો નહોતો હમણાં પુષ્કળ વખત હોવા છતાં એકે કામ નહોતું કોઈ દિવસ સ્હવારે ઉઠી તે પત્ર લખવા બેસતી હતી એવામાં દશ વાગી જતા હતા એટલે માતા વિરક્ત થતી હતી દાદી કહેતી કે, "એ ભલે લખે સ્હવારને વખતે દોડધામ નહિ કરતા અભ્યાસ કરે એ ઉત્તમ છે"

વળી જે દિવસે દેવદાસનો પત્ર આવતો તે દિવસ ઘણો સુખનો લાગતો હતો એક ખુણામાં બેસી આખો દિવસ તે એ પત્ર વાંચ્યા કરતી હતી જોત જોતામાં બે મહિના વીતી ગયા હવે ઉપરા ઉપરી પત્રો આવતા નહોતા તથા લખાતા પણ નહોતા પ્રથમનો અદમ્ય ઉત્સાહ જાણે કે કંઈક અંશે ન્યૂન થયો હતો

એક દિવસે સ્હવારે પાર્વતીએ માતાને કહ્યું—"મા! હું પાછી નિશાળે જઈશ"

"કેમ?" માતા વિસ્મિત થઇ હતી પાર્વતીએ મસ્તક હલાવતાં કહ્યું, "હું જરૂર નિશાળે જઈશ"

"જજે નિશાળે જવાની મેં ક્યારે મના કરી છે, બ્હેન?"

તે દિવસે દ્વિપ્રહરે પાર્વતી દાસીનો હાથ પકડી ઘણા દિવસથી છોડી દીધેલી સ્લેટ અને ચોપડી શોધી કાઢી પેલા પુરાતન સ્થળે જઇ શાન્તિ અને ધીરજથી બેઠી.

દાસીએ કહ્યુ –"માસ્તર મહાશય! હવે પારુને મારશો નહિ એ પોતાની ઇચ્છાથી ભણવા આવી છે તેની મરજી હશે ત્યારે ભણશે અને નહિ મરજી હોય ત્યારે ઘેર આવતી રહેશે"

માસ્તર મહાશયે મનમાને મનમા કહ્યુ –"તથાસ્તુ" મુખેથી કહ્યુ, "ભલે, એમ થશે"

પાર્વતીને પણ કલકત્તા કેમ ન મોકલવામા આવી એવો પ્રશ્ન પૂછવાની એક વખત માસ્તરને ઇચ્છા થઇ આવી હતી, પરતુ તેઓ ચુપ રહ્યા પાર્વતીએ જોયુ કે, પેલી ભાગીતુટી જીર્ણ બેચ ઉપર જ વિદ્યાલયનો પટ્ટશિષ્ય ભુલો બેસી રહ્યો હતો! તેને જોઈ પ્રથમ પાર્વતીને હસવુ આવવા લાગ્યુ, પરતુ બીજી ક્ષણે જ તેની આખોમા આસુ ભરાઇ આવ્યા પછી તેને ભુલા ઉપર ઘણો ક્રોધ ઉપજ્યો તેણે જ દેવદાસને ગૃહત્યાગી કર્યો છે એવુ પાર્વતીને લાગ્યુ આવી રીતે પણ ઘણા દિવસ પસાર થઇ ગયા

ઘણા દિવસ પછી દેવદાસ ઘેર પાછો આવ્યો તત્કાળ તે પાર્વતી પાસે દોડી આવ્યો–ઘણી વાતચિત થઇ પાર્વતીને વિશેષ કાઇ કહેવાનુ નહોતું–કદાચ હશે તો તે કહી શકી નહિ, પરતુ દેવદાસે ઘણી વાત કહી એ સઘળી કલકત્તાની જ વાતો હતી ત્યાર પછી એક દિવસે ગરમીની રજાઓ ખલાસ થઈ દેવદાસ પાછો કલકત્તા ચાલ્યો ગયો આ વખતે જો કે રડારોળ થઇ, પરતુ તેમા પ્રથમના જેવી ગભીરતા રહી નહિ આવી રીતે ચાર વર્ષ પસાર થઈ ગયા! આ ચાર વર્ષમા દેવદાસના સ્વભાવમાં થયેલો ફેરફાર જોઇ પાર્વતી એકાતમા રુદન કરવા લાગી અત્યાર પૂર્વે દેવદાસમા જે સઘળુ ગામડીઆપણુ હતુ તે નગરનિવાસથી દૂર થઇ ગયુ હતુ હવે વિલાયતી સૂટ, ઉત્તમ કપડાલત્તા, સોનાની ઘડીઆળ બટન વગેરે ન હોય તો તે શર્માતો હતો હવે તે ગામની નદીને કિનારે ફરવા જવાનુ પસદ કરતો નહોતો નદી કિનારે જવાને બદલે હાથમા બદુક લઈ તે શિકાર કરવા જતો હતો સમાજની કથા, રાજનીતિની ચર્ચા, સભા–સમિતિ

ક્રિકેટ, ફૂટબૉલ વગેરેની આલોચના કરતો હતો અરેરે ! ક્યાં છે પેલી પાર્વતી અને તેમનું તાલસોનાપુર ગામ ! બાલ્યાવસ્થાની સ્મૃતિ સાથે જડાઇ રહેલી એકાદ વાત હજી જોકે યાદ આવતી હતી, પરંતુ વિવિધ કાર્યોના ઉત્સાહમાં તે વિશેષ સમય માટે હૃદયમાં સ્થાન મેળવી શકતી નહોતી પુન ગરમીની રજાઓ પડી ગયે વર્ષે ગરમીની રજાઓમાં દેવદાસ વિદેશમાં ફરવા ગયો હતો આ વખતે માતાપિતાએ આગ્રહ પુર્વક પત્ર લખ્યો હતો તેથી ઇચ્છા નહિ હોવા છતાં સરસામાન બાંધી તાલસોનાપુર આવવા માટે તે હાવરા સ્ટેશને ઉપસ્થિત થયો જે દિવસે ઘેર આવ્યો તે દિવસે તેનું શરીર જોઇએ એવું સારૂ નહિ હોવાથી એ બ્હાર નીકળી શક્યો નહિ બીજે દિવસે પાર્વતીને ઘેર જઇ તેણે હાક મારી —" કાકી ! "

પાર્વતીની માતાએ પ્રેમપર્વક તેને બોલાવ્યો તેણે કહ્યું, " આવ ભાઇ ! બેસ '

કાકી સાથે થોડી વાતચિત કર્યા પછી દેવદાસે પુછ્યું —' ગયા પારુ ક્યાં છે ? "

" મેડા ઉપર હશે '

દેવદાસે ઉપર જઇને જોયું તો પાર્વતી સંધ્યાકાળ થયેલો હોવાથી દેવનો દીપક સળગાવતી હતી તેણે કહ્યું —' પારૂ ! '

પ્રથમ પાર્વતી ચમકી ઉઠી ત્યાર પછી પ્રણામ કરી તે દૂર ખસી ગઇ

" શું થાય છે પારુ ? "

આ પ્રશ્નનો ઉત્તર આપવાની જરૂર નહિ હોવાથી પાર્વતી ચુપ રહી દેવદાસ પણ શરમાવા લાગ્યો તેણે કહ્યું —" રાત પડવા આવી, જાઉં છું શરીર સારું નથી "

દેવદાસ ચાલ્યો ગયો !





દેવદાસે ઉપર જઇને જોયુ તો પાર્વતી સંધ્યાકાળ થયેલો હોવાથી દેવનો દીપક સળગાવતી હતી

(પૃષ્ઠ ૨૦)



કેવી અસભ્યતા ! તું ખરાબ દેખાય છે ? (પૃષ્ઠ ૫૩)

# પ્રકરણ ૫ મુ.

— ૦ —

## સ્વયંવરા !

પાર્વતીએ હમણા તેર વર્ષ ઉપર પગ મૂકયો હતો આ ઉમ્મરે શારીરિક સૌન્દર્ય એકાએક જાણે કે કોઇ સ્થળેથી દોડી આવી કિશોરીના સર્વાંગ ઉપર છવાઇ જાય છે સગા સબંધીઓ અકસ્માત્ એક દિવસે આંખો ઉઘાડી ચમકિત બની જોઇ શકે છે કે, તેમની ન્હાની કન્યા મ્હોટી થઇ છે પછી કન્યાનો વિવાહ કરવા માટે તેઓ વ્યાકુળ બની જાય છે પાર્વતીના ઘરમા પણ છેલ્લા કેટલાક દિવસથી એ વિષયનીજ ચર્ચા ચાલતી હતી માતા ઘણી ચિંતાતુર રહેતી હતી વાત વાતમા સ્વામી સાંભળે એવી રીતે તે કહેતી હતી કે, 'હવે પારુને કુવારી રાખી શકાય તેમ નથી' પારૂના પિતા ધનાઢય નહોતા, છતા પારૂ અતિશય રૂપવતી હોવાથી વિશેષ ચિંતા કરવા જેવુ નહોતુ જગતમા જો રૂપની મર્યાદા હોય તો એ દૃષ્ટિથી પાર્વતી અમૂલ્ય હતી બીજી એક વાત પણ અત્રે કહી રાખવી જોઇએ પારૂના કુટુંબમા અત્યાર પહેલા કન્યાના વિવાહની ચિંતા કરવી પડતી નહોતી, કેવળ પુત્રના વિવાહનીજ ચિંતા કરવી પડતી કન્યાના વિવાહમા એ કુટુંબ અમુક રકમ સ્હામા પક્ષ તરફથી લેતુ હતુ તથા પુત્રના વિવાહમા અમુક રકમ સ્હામા પક્ષને આપતુ હતુ નીલકંઠના પિતાએ સુદ્ધા પોતાની કન્યાના વિવાહ વખતે સ્હામા પક્ષ પાસેથી અમુક રકમ લીધી હતી આમ હોવા છતા નીલકંઠ પોતે એ રીવાજને ઘણો ધિક્કારતો હતો પાર્વતીને વેચી પૈસા લેવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી પાર્વતીની માતા એ વાત જાણતી હતી તેથીજ કન્યાનો જલ્દી વિવાહ કરી નાખવાનુ તે પતિને કહેતી હતી અત્યાર પહેલા તેણે પોતાના મનમા એક હજારો આશાને સ્થાન આપ્યુ હતુ કોઈ પણ રીતે દેવદાસ સાથે પાર્વતીનો વિવાહ કરવાની તેની ઇચ્છા હતી એ આશા કિંવા ઇચ્છા કાંઇ તદ્દન અશકય નહોતી દેવદાસને અનુરોધ કરવાથી એ કાર્ય અનુકૂળ થશે એમ તેને લાગતુ હતુ તેથીજ નીલકંઠની માતાએ વાતમા

ને વાતમા દેવદાસની માતાને એમ કહ્યુ હતુ કે, "વહુ! દેવદાસ અને પારૂ વચ્ચે કેવો પ્રેમ છે! એવો પ્રેમ કોઇ પણ સ્થળે જોવામા આવતો નથી "

દેવદાસની માતાએ આ વખતે કહ્યુ —"ન્હાનપણથી બન્ને સાથે રમ્યા છે–ભાઇ બ્હેનની માફક તેઓ મ્હોટા થયા છે તેથીજ તેમની વચ્ચે પ્રેમ ઉપજ્યો છે "

"ખરૂં છે દેવદાસ જ્યારે કલકત્તા ગયો ત્યારે મ્હારી પારૂની ઉમ્મર ફક્ત આઠ વર્ષની હોવા છતા તે બધુ સમજતી હતી એ વખતે તે ઘણી શોકાતુર બની ગઇ હતી દેવદાસનો પત્ર આવતાં એ પત્ર તેની જપમાળા થઈ પડતો હતો !"

દેવદાસની માતા મનમા ને મનમા બધુ સમજી ગઈ તેણે સહજ હાસ્ય કર્યું એ હાસ્યમા કેટલો વિદ્રુપ છુપાઇ રહેલો હતો તે અમે જાણતા નથી, પરતુ એમા વેદના પુષ્કળ હતી તે સઘળી વાત જાણતી હોઇ પાર્વતી ઉપર તેનો સ્નેહ પણ હતો આમ છતા કન્યા વિક્રય કરનાર કુટુબની એ કન્યા હતી! તે ઉપ રાત નજીકમાજ તેનુ મકાન હતુ દેવદાસની માતાએ કહ્યુ – "કાકી, આવા અભ્યાસ કરવાના વખતે દેવદાસનો વિવાહ કરવાની એમની (જમીનદારની) બિલકુલ મરજી નથી તેઓ વારવાર મ્હને એમ કહે છે કે, 'દ્વિજદાસનો ન્હાની ઉમ્મરમા વિવાહ કર્યો તેથી ઘણુ ખોટુ થયુ છે એ કારણથીજ તે અભ્યાસ કરી શકયો નથી "

પાર્વતીની દાદીને શુ કહેવુ તે સૂઝયુ નહિ થોડા સમય સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યુ —"વહુ! હુ એ બધુ જાણુ છુ, પરતુ સ્ત્રી જાતને વધતા કાઇ વાર લાગે છે! પારૂના શરીરનો બાંધો પ્રથમથીજ ઉંચો છે, પણ જમીનદારની જ્યારે મરજી નથી—"

દેવદાસની માતા વચ્ચેજ બોલી ઉઠી —"કાકી, હુ તેમને આ સબધી કાંઈ કહી શકુ તેમ નથી હમણા હું જો દેવદાસના વિવાહની વાત કાઢુ તો તેઓ મ્હારૂ મ્હો પણ જુએ નહિ !"

એ વાત આટલેથીજ અટકી, પરતુ સ્ત્રીજાતિના પેટમા કાઇ વાત ટકતી નથી જમીનદાર જમતા હતા એ વખતે દેવદાસની

માતાએ વાત કાઢી – "પારુની દાદી આજે તેના વિવાહની વાત કરતા હતા "

જમીનદારે ઉચુ જોઇ કહ્યુ –"હવે પારૂ કાંઈ ન્હાની નથી તેનો વિવાહ જલ્દી કરી નાખવો જોઈએ"

"એમની ઇચ્છા એવી છે કે, જો દેવદાસ સાથે—"

ગૃહિણીનુ વાકય પૂર્ણ થતા પૂર્વેજ જમીનદારે કહ્યુ –" ત્હે શુ કહ્યુ ?"

"હુ શુ કહુ ? બન્ને જણાનો એક બીજા ઉપર પુષ્કળ પ્રેમ છે, પરતુ તેથી કાંઇ કન્યા વિક્રય કરનાર કુટુબની કન્યાને આપણાથી લાવી શકાય કે ? વળી એમનુ ઘર પણ તદન નજીક છે એ ઠીક નથી"

જમીનદાર સતુષ્ટ થયા તેમણે કહ્યું, "બરાબર છે તુ એ વાત તરફ ધ્યાન આપીશ નહિ"

ગૃહિણીએ શુષ્ક હાસ્ય કરી કહ્યુ –"ઠીક, પણ તમે પાછા ભુલ ન કરતા"

જમીનદારે ગભીર મુખ ઉચુ કરી કહ્યુ –"જો હુ એવી ભૂલો કરતો હોત તો આ જમીનદારી કયારનીય ઉડી ગઈ હોત!"

તેમની જમીનદારી હમ્મેશા કાયમ રહો, આપણને તેમા હરકત નથી હવે અમે પાર્વતીના દુખની વાત કહીએ છીએ જયારે આ વાત નીલકઠના સાભળવામા આવી ત્યારે તેણે માતાને બોલાવી તેનો ઘણો તિરસ્કાર કર્યો તેણે કહ્યુ –"મા ! તુ એ વાત કહેવા શા માટે ગઈ હતી ?"

વૃદ્ધા માતા ચુપ રહી નીલકઠ કહેવા લાગ્યો –"કન્યાનો વિવાહ કરવા જતા મ્હારે કોઇના પગે પડવાની જરૂર નથી ઉલટા ઘણા માણસો મ્હારા પગોમા નમી પડવા આવશે મ્હારી કન્યા કાંઈ કદરૂપી નથી જો જો, એકજ અઠવાડીઆમા પારુનો વિવાહ હુ નકકી કરી નાખીશ એમા ચિતા કરવા જેવુ શુ છે ?"

પરતુ જેને માટે પિતાએ આ વચન ઉચ્ચાર્યા તેના માથા ઉપર આકાશ તુટી પડયુ દેવદાસ ઉપર પોતાનો કાંઈક અધિકાર છે એવી શૈશવાવસ્થાથી જ પાર્વતીની ધારણા હતી પ્રથમ તો તે પોતે કાંઈ સમજી શકતી નહોતી તે જાણી શકે નહિ એવી

રીતે તેના અશાન્ત મને દિવસે દિવસે એ અધિકારને એવી દૃઢતાથી પ્રતિષ્ઠિત કર્યો હતો કે, બ્હાર એક પણ બાહ્ય આકૃતિ નજરે નહિ પડવા છતા આજે આ ગૂમાવવાની વાત નીકળતાજ તેના સમસ્ત હૃદયમા ભયકર તૂફાન ચાલુ થયુ

દેવદાસ માટે અમે એ પ્રમાણે કહી શકતા નથી ગૈશવાવસ્થામા તેણે જ્યારે પાર્વતી ઉપર અધિકાર મેળવ્યો હતો ત્યારે એ અધિકાર સર્વાશે તેણે ભોગવ્યો હતો પછી કલકત્તા જઈ કામકાજના ઉત્સાહમા તથા બીજા આનદ વિનોદમા પડી પાર્વતીનો ઘણા અશે તેણે ત્યાગ કર્યો હતો આમ હોવા છતા તે એટલુ તો જાણતો જ હતો કે, પાર્વતી પોતાના સકુચિત ગ્રામ્ય જીવનની અદર કેવળ તેનુજ ધ્યાન ધરી રહી હતી એ સાથે તે એમ પણ વિચારતો હતો કે, 'ન્હાનપણથી જેને મ્હારી પોતાની સમજુ છુ, ઉચિત અનુચિત સઘળા લાડકોડ આજ સુધી જેણે પૂરા પાડયા છે તેનો યૌવનને પ્રથમ પગથીએ પગ મૂકતાજ ત્યાગ કરવો વ્યાજમી નથી ' એ વખતે વિવાહની વાત કોને યાદ હતી ? કોણ જાણતુ હતુ કે, એ કિશોર બધન વિવાહ સિવાય બીજી કોઇ પણ રીતે ચિરસ્થાયી કરી શકાય તેમ નથી તેથી 'વિવાહ થઇ શકે તેમ નથી ' એ સમાચાર પાર્વતીના હૃદયની સમસ્ત આશા આકાક્ષાને હાકી કાઢવાની ગડમથલ કરવા લાગ્યા દેવદાસને સ્હવારે અભ્યાસ કરવો પડતો હતો, બપોરે પુષ્કળ તાપ પડતો હોવાથી બ્હાર નીકળી શકાતુ નહિ, કેવળ સ્હાજના વખતે મરજી હોય તો બ્હાર જઈ શકાતુ હતુ આ વખતેજ તે કોઈ દિવસે અપ ટુ ડેઈટ પોષાક પહેરી બ્હાર ફરવા નીકળી પડતો હતો જતી વખતે તે નીલકઠ ચક્રવર્તીના ઘર પાસેથી આગળ વધતો હતો–પાર્વતી આખોમાનુ અશ્રુજળ સાફ કરતા કરતા ઉપરની બારીમાથી એ જોતી હતી એ વખતે તેને ઘણી વાતો યાદ આવતી હતી તેને એમ લાગતુ હતુ કે, 'બન્ને જણા મ્હોટા થયા છીએ' દીર્ઘ પ્રવાસ પછી પારકાની માફક પરસ્પર ઘણા શર્માતા હતા દેવદાસ તે દિવસે ચુપચુપ ચાલ્યો ગયો હતો, લજ્જાને લીધે તે બરાબર વાત કરી શકયો નહોતો એ પાર્વતી તત્કાળ સમજી ગઇ હતી.

દેવદાસ પણ એવાજ વિચાર કરતો વચ્ચે પાર્વતીનુ દર્શન કરવાની તથા તેની સાથે વાતચિત કરવાની ઈચ્છા થતી હતી, પરતુ લજ્જા એ ઈચ્છાને દબાવી દેતી હતી

આ સ્થળે કલકત્તાનો કોલાહલ નહતો, વિવિધ પ્રકારના મોજ મજાહના સાધનો નહોતા તેથી દેવદાસને બાલ્યાવસ્થાની વાતોજ યાદ આવતી હતી દેવદાસ હવે પ્રાય નીલકઠને ઘેર જતો કોઇ દિવસે સધ્યા સમયે તે બ્હારથી હાક મારતો કે, "કાકી, શુ થાય છે ?"

કાકી કહેતી કે, "આવ ભાઈ! બેસ"

દેવદાસ તત્કાળ કહેતો, "હમણા નહિ. હુ ફરી આવુ !"

એ વખતે પાર્વતી કોઈ દિવસે મેડા ઉપર રહેતી તો કોઈ દિવસે નજરે પડતી હતી દેવદાસ કાકા સાથે વાત કરતો ત્યારે પાર્વતી ધીમે ધીમે ત્યાથી ખસી જતી. રાત્રે દેવદાસના શયન ગૃહમા બત્તી સળગતી હતી. ગ્રીષ્મકાળની ખુલ્લી બારીમાથી પાર્વતી ઘણા સમય સુધી તે તરફ જોઈ રહેતી હતી પછી કાઈ જોવામા આવતુ નહિ પાર્વતી પ્રથમથીજ રીસાળ હતી પોતે જે દુખ તથા ચિતા સહન કરે છે એ કોઈ પણ જાણે નહિ તે માટે એ વણી સાવધાન રહેતી હતી. વળી એ જણાવવાથી શો લાભ હતો ? સહાનુભૂતિ સહન થઇ શકે તેમ નહોતુ તથા તિરસ્કાર વેઠવા કરતા મરવુ તેને સારુ લાગતુ હતુ ગયે વર્ષે મનોરમાનો વિવાહ થઈ ગયો હતો હજી સુધી તે સાસરે ગઈ ન હોતી તેથી વચ્ચે વચ્ચે પાર્વતી પાસે આવતી હતી પહેલા બન્ને સખીઓ વચ્ચે આ સઘળી વાતચિત થતી હતી, હમણા પણ થતી હતી, પરતુ હવે પાર્વતી એમા ભળતી નહોતી તે ચુપ રહેતી હતી અથવા વાતને ફેરવી નાખતી હતી

પાર્વતીનો પિતા ગઈ કાલે રાત્રે ઘેર આવ્યો હતો આટલા દિવસ વર શોધવાને તે ગયો હતો તે બધુ નક્કી કરીને ઘેર આવ્યો હતો લગભગ વીસ પચીસ ગાઉ દૂર આવેલા વર્દ્ધમન જીલ્લાના હાતીપોતા ગામના જમીનદાર સાથે પારુને પરણાવવાનુ તે નક્કી કરી ચુકયો હતો એ જમીનદારની સ્થિતિ સારી હોઇ ઉમ્મર ચાળીસ વર્ષથી થોડી ઓછી હતી ગયા વર્ષે તે વિધુર થયો હતો તેથી પુનર્વિવાહ કરવાનો હતો આ સમાચારથી ઘરના માણસોને આનદ થવાને બદલે દુખ થયુ હતુ, છતા મુખ્ય વાત

એ હતી કે એ ભુવનચૌધુરી પાસેથી એકદરે બે ત્રણ હજાર રુપિયાની રકમ ઘરમા આવવાની હતી એથી ઘરનો સ્ત્રીવર્ગ ચુપ રહ્યો હતો

એક દિવસે બપોરે દેવદાસ જમવા બેઠો હતો તેની માતાએ પાસે બેસી કહ્યુ "પારુનો વિવાહ છે"

દેવદાસે મ્હો ઉચુ કરી પૂછ્યુ –"ક્યારે ?"

"આ મહિનામાજ ગઈ કાલે વરપક્ષના માણસો કન્યા જોઈ ગયા છે વર પોતે પણ આવ્યા હતા"

દેવદાસે વિસ્મિત બની કહ્યુ –"બા ! હુ તો એમાનુ કાઇ જાણતો નથી"

"તુ કેવી રીતે જાણી શકે ? એ બીજવર છે–ઉમ્મર પણ થઈ છે, પરતુ પાસે પૈસા ઘણા છે પારુ સુખમા રહી શકશે"

દેવદાસ નીચુ જોઇ જમવા લાગ્યો. માતાએ ફરીથી કહ્યુ – "એમની ઇચ્છા આપણે ત્યા વિવાહ કરવાની હતી"

દેવદાસે પુન ઉચુ જોઈ કહ્યુ –"પછી ?"

માતાએ હસીને કહ્યુ –"એ બને ખરુ કે ? એ કન્યાવિક્રય કરવાવાળુ ઘર છે વળી પાડોશમાજ સબધ બાધી શકાય કે ?"

આ વખતે દેવદાસ માતાના મુખ ઉપરનો તિરસ્કાર ભાવ જોઇ શકયો થોડી ક્ષણ સુધી ચુપ રહ્યા પછી માતાએ કહ્યુ – "ત્હારા બાપાને મ્હે એ વાત કરી હતી"

"તેમણે શુ કહ્યુ ?"

"તેઓ બીજુ શુ કહે ? એ સબધ થાય એવી એમની બિલ્કુલ ઇચ્છા નહોતી"

દેવદાસ વિશેષ કાઇ બોલ્યો નહિ તે દિવસે દ્વિપ્રહરે મનોરમા અને પાર્વતી વચ્ચે વાતચિત ચાલતી હતી પાર્વતીના નેત્રોમાનુ અશ્રુજળ હમણાજ મનોરમાએ લુછ્યુ હોય એમ લાગતુ હતુ મનોરમાએ કહ્યુ —"બ્હેન ! ત્યારે હવે શો ઉપાય છે ?"

પાર્વતીએ આખો લુછી કહ્યુ —"ઉપાય શો હોઇ શકે ? ત્હે ત્હારા વરને પસદ કરીને વિવાહ કર્યો હતો કે ?"

"મ્હારી વાત અલગ છે પસદગી નાપસદગી જેવુ કાઈ મ્હારા મનમાં હતુજ નહિ તેથીજ મ્હને કોઇ પણ પ્રકા-

રનુ દુ:ખ ભોગવવુ પડતુ નથી, પરંતુ તુ તો ત્હારે હાથે ત્હારા પગ ઉપર કુહાડીનો ઘા કરે છે”

પાર્વતીએ ઉત્તર આપ્યો નહિ—તે વિચાર કરવા લાગી

મનોરમાએ કાંઈ વિચાર કરી, સહજ હસીને પૂછ્યુ —“પારૂ! વરની ઉમ્મર કેટલી છે?”

“કોના વરની?”

“ત્હારા”

પાર્વતીએ પોતાના મન સાથે હિસાબ કરીને કહ્યુ —“લગભગ ઓગણીસ વર્ષની.”

મનોરમાએ અત્યંત વિસ્મિત બની જઈ કહ્યુ —“આ તુ શુ કહે છે! મ્હે એમ સાંભળ્યુ છે કે, વરની ઉમ્મર ચાળીસ વર્ષની છે!”

આ વખતે પાર્વતીએ પણ સહજ હસીને કહ્યુ—‘મનુ બ્હેન! કેટલા માણસોની ઉમ્મર ચાળીસ વર્ષની હોય છે તેનો હુ હિસાબ રાખુ છુ કે? હુ કેવળ એટલુજ જાણું છુ કે, મ્હારા વરની ઉમ્મર ઓગણીસ વીસ વર્ષની છે”

પાર્વતીના મુખ તરફ જોઈ મનોરમાએ પુછ્યુ —“નામ શુ છે?”

પાર્વતી પુન હસી પડી. તેણે કહ્યુ —“હજી સુધી નામ પણ નથી જાણતી કે?”

“કેવી રીતે જાણુ!”

“નથી જાણતી? ઠીક, હુ તને કહુ છુ—” કહી હાસ્ય કરી, સહજ ગંભીર થઈ પાર્વતીએ સખીના કાન પાસે મુખ લઇ જઇ કહ્યુ, “દેવદાસ—” પ્રથમ તો મનોરમા સહજ ચમકી ઉઠી પછી પાર્વતીને એક ધાકો મારી તેણે કહ્યુ —“હવે ઠઠ્ઠા મશ્કેરી જવા દઈ સાચુ કહે શુ નામ છે?”

“મ્હે કહ્યુ તેજ”

મનોરમાએ રીસ ચઢાવી કહ્યુ—“જ્યારે દેવદાસ નામ છે ત્યારે પછી રડારોળ કેમ કરે છે?”

પાર્વતીનુ મ્હો એકાએક ઉતરી ગયુ કાંઈ વિચાર કરીને તેણે કહ્યુ —“ઠીક છે, હવે હુ નહિ રડુ—”

“પારૂ!”

"શુ છે?"

"બ્હેન! તુ મ્હને બધી વાત દિલ ખોલીને કહે હુ કાંઈ સમજી શકતી નથી "

"જે કહેવાનુ હતુ તે મ્હે કહ્યુ છે "

"હું તો એમા કાંઈ સમજી નથી"

"સમજાશે પણ નહિ " કહી પાર્વતી બીજી દિશા તરફ મુખ ફેરવી બેઠી. મનોરમાએ વિચાર્યું, પાર્વતી વાત છુપાવે છે—પોતાના મનની વાત કહેવાની તેની મરજી નથી તેને ઘણુ અભિમાન ઉપજ્યુ તે દુખિત થઇને બોલી—"પારૂ! બ્હેન! જેથી તને દુખ હોય તેથી મ્હને પણ દુખ છે. તુ સુખી થાય એવીજ મ્હારી આતરિક પ્રાર્થના છે જો કોઈ વાત તાહરે મ્હને નહિ કહેતા છુપાવી રાખવી હોય તો છુપાવી રાખ, પરતુ આવી રીતે મ્હરી સાથે મશ્કરી કરીશ નહિ "

પાર્વતી પણ દુખિતા થઈ તેણે કહ્યુ —"બ્હેન! હુ મશ્કરી નથી કરતી જે કાંઈ હુ જાણુ છુ તે મ્હે તને કહ્યુ છે હુ જાણુ છુ કે, મ્હારા સ્વામીનુ નામ દેવદાસ છે! તેમની ઉમ્મર ઓગણીસ વીસ વર્ષની છે એમા મ્હે તને શુ ખોટુ કહ્યુ છે?"

"પણ મ્હે તો એમ સાભળ્યુ છે કે, ત્હારો સબધ બીજે ઠેકાણે થયો છે " આમ કહી મનોરમા તેણે જે કાઇ સાભળ્યુ હતુ તે કહેવા લાગી એટલે પાર્વતી બોલી—"એ બધુ મ્હે સાભળ્યુ છે—"

"ત્યારે? દેવદાસ તને—"

"મ્હને શુ?"

મનોરમાએ હસવુ ખાળીને પૂછ્યુ —"ત્યારે તુ સ્વયવરા થઈશ? છુપી રીતે ચોકસ બદોબસ્ત કર્યો છે કે?"

"હજી કાંઈ બદોબસ્ત કર્યો નથી"

મનોરમાએ દુખિત સ્વરે કહ્યુ—"પારૂ! તુ શુ કહે છે એ હુ સમજી શકતી નથી"

પાર્વતીએ કહ્યુ—"દેવદાસને પૂછી જોઈ હુ તને સમજાવીશ"

"શુ પૂછી જોઈશ? એ વિવાહ કરશે કે નહિ, તે?"

પાર્વતીએ મસ્તક હલાવી કહ્યુ—"હા"

મનોરમાએ ભયાનક આશ્ચર્ય પામી કહ્યુ –"પારૂ! તુ શુ બોલે છે? એ વાત તુ જાતે પૂછીશ?"

"હા, એમા દોષ જેવુ શુ છે?"

મનોરમા તદ્દન અવાક્ થઇ ગઈ તે બોલી –"તુ પોતે પૂછીશ?"

"હાસ્તો મ્હારા તરફથી બીજુ કોણ પૂછવા જાય?"

"તને શરમ નહિ આવે?"

"એમા શરમ આવવા જેવુ શુ છે? તને કહેતા શરમ આવી છે કે?"

"હુ સ્ત્રી જાત છુ–ત્હારી બ્હેનપણી છુ, પરતુ દેવદાસ તો પુરૂષ છે!"

આ વખતે પાર્વતી હસી પડી તેણે કહ્યુ –"તુ બ્હેનપણી છે, તુ મ્હારી પોતાની છે પણ એ પારકા છે કે? જે વાત તને કહી શકુ તે તેમને ન કહી શકુ કે?"

મનોરમા વિસ્મયાતિશયથી પાર્વતીના મુખ તરફ જોઇ રહી

પાર્વતીએ હાસ્ય મુખે કહ્યુ –"મનુ બ્હેન! તુ વૃથા તને સૌભાગ્યવતી કહેવડાવે છે સ્વામી કોને કહે છે એ પણ તું સમજતી નથી જો તેઓ મ્હારા સ્વામી ન હોત, મ્હારા અતરાત્મીય ન હોત તો હુ આવી રીતે મરવા બેસત નહિ તે ઉપરાત બ્હેન! મનુષ્ય જ્યારે મરવા બેસે છે ત્યારે તે આગળ પાછળનુ ભાન રાખે છે કે? એમની પાસે મ્હને કોઇ પણ પ્રકારની શરમ કે સંકોચ નથી"

મનોરમા કેવળ જોઇજ રહી થોડા સમય પછી તેણે કહ્યુ –"તુ તેમને શુ કહીશ? એમ કહીશ કે, ચરણોમા આશ્રય આપો?"

પાર્વતીએ મસ્તક હલાવી કહ્યુ –"હા, એમજ કહીશ"

"અને જો કદાચ તેઓ સ્થાન નહિ આપે તો?

આ વખતે ઘણા કાળ સુધી પાર્વતી ચુપ બેસી રહી ત્યાર પછી તેણે કહ્યુ–"એ પછીની વાત હુ જાણતી નથી"

ઘેર જતી વખતે મનોરમાએ વિચાર્યુ –"ધન્ય છે ત્હારા સાહસને હુ મરી જાઉં તો પણ એવી વાતને મુખદ્વારા ઉચ્ચારી શકુ નહિ'

વાત ખરી છે એટલા માટેજ પાર્વતીએ કહ્યુ હતુ કે તે વૃથા સૌભાગ્યવતી કહેવડાવે છે.



# પ્રકરણ ૬ ઠું.

— • —

## અભિસારિકા.

રાતનો લગભગ એક વાગી ગયો હતો હજી ક્ષીણ ચાંદની આકાશ પટ સાથે ચોંટી રહેલી હતી પાર્વતી બિછાનાની ચાદરથી પોતાનું સઘળું અંગ ઢાંકી ધીમે પગલે સીડી ઉતરી નીચે આવી તેણે ચોતરફ જોયું તો કોઈ જાગતું નહોતું પછી દ્વાર ઉઘાડી ચુપકીદીથી તે રસ્તા ઉપર જઈ પહોંચી ગામડાનો એ રસ્તો અત્યારે તદ્દન સ્તબ્ધ તેમજ જનશૂન્ય હતો—કોઈની સાથે મુલાકાત થાય એવો બિલ્કુલ સંભવ નહોતો પાર્વતી નિર્વિઘ્ને જમીનદારના આલિશાન મકાન પાસે જઈ ઉભી રહી દેવડી ઉપર વૃદ્ધ દરવાન ઢોલીઓ બિછાવી, ઉપર આડો પડી હજી સુધી તુલસી કૃત રામાયણ વાંચતો હતો પાર્વતીને પ્રવેશ કરતી જોઇ ઉંચું જોયા સિવાયજ તેણે પુછ્યું —"કોણ છે ?"

પાર્વતીએ કહ્યું —"હું "

કંઠસ્વર ઉપરથી એ સ્ત્રી છે એમ દરવાન સમજી શક્યો એ દાસી હશે ધારી બીજું કાંઈ નહિ પૂછતા તે પાછો ઉચ્ચ સ્વરે રામાયણ વાંચવા લાગ્યો પાર્વતી ચાલી ગઇ. ઉન્હાળાની રાત હતી બ્હાર ઓટલા ઉપર કેટલાક નોકરો સૂઇ રહ્યા હતા તેઓમાંનો કોઇ ઊંઘી ગયો હતો તો કોઈ અર્ધ જાગૃત હતો તંદ્રાવસ્થામાં કોઇએ પાર્વતીને જોઈ પણ ખરી, છતાં દાસી સમજી તેને કાંઈ પૂછપરછ કરવામાં આવી નહિ પાર્વતી નિર્વિઘ્ને અંદર જઈ દાદર ચઢી મેડા ઉપર ગઇ આ મકાનના પ્રત્યેક સ્થળથી તે જાણીતી હતી વિના વિલંબે તેણે દેવદાસનું શયનગૃહ શોધી કાઢ્યું દ્વાર ખુલ્લું હોઈ અંદર બત્તી સળગતી હતી પાર્વતીએ અંદર જઇને જોયું તો દેવદાસ શય્યામાં ઊંઘી ગયો હતો ઉશિકા પાસે એક ચોપડી ખુલ્લી પડી રહી હતી,— તે હમણાંજ ઊંઘી ગયો હોય એમ સમજી શકાતું હતું બત્તીને સતેજ કરી પાર્વતી દેવદાસના પગ પાસે જઇને ચુપકીદીથી બેઠી દિવાલના અંગ ઉપર

મ્હોટુ ઘડીઆળ ટક ટક અવાજ કરતુ હતુ તે સિવાય સઘળુ નિસ્તબ્ધ હતુ, સુપ્ત હતુ

પગ ઉપર હાથ મૂકી પાર્વતીએ ધીમેથી કહ્યુ —"દેવદાસ!—"

પોતાને કોઈ બોલાવે છે એ દેવદાસ નિદ્રાવેશમા સાભળી શક્યો આખો ઉઘાડયા સિવાય તેણે કહ્યુ –" હુ ઉ –"

" ઓ દેવદાસ!"

આ વખતે આખો ચોળી દેવદાસ ઉઠી બેઠો થયો પાર્વતીનુ મુખ ખુલ્લુ હતુ ગૃહમા દીપક ઉજ્વળ ભાવથી બળતો હતો પાર્વતીને દેવદાસ સહેલાઈથી ઓળખી શક્યો, પરતુ પ્રથમ પોતાની દૃષ્ટિશકિત પોતાને ઠગતી હોય એમ તેને લાગ્યુ પછી તેણે કહ્યુ – "આ શુ? પારુ કે?"

"હા, હુ જ છુ"

દેવદાસે ઘડીઆળ તરફ જોયુ. તેનો વિસ્મય વધી ગયો તે બોલ્યો –" આટલી રાત્રે?"

પાર્વતીએ ઉત્તર આપ્યો નહિ મુખ નીચુ કરી બેસી રહી દેવદાસે ફરીથી પૂછ્યુ –" આટલી રાત્રે તુ એકલી આવી છે?"

પાર્વતીએ કહ્યુ –" હા"

ઉદ્વેગ અને આશકાથી કટકિત બનીને દેવદાસે કહ્યુ –" તુ શુ કહે છે? રસ્તે બ્હીક ન લાગી?"

પાર્વતીએ મૃદુ હસીને કહ્યુ –" ભૂતની મ્હને બહુ બ્હીક લાગતી નથી"

" ભૂતની નહિ લાગતી હોય, પણ માણસની બ્હીક તો લાગવી જોઇએ તુ કેમ આવી છે?"

પાર્વતીએ ઉત્તર આપ્યો નહિ. મનમાને મનમા તેણે કહ્યુ – "મ્હે માણસની બ્હીક પણ છોડી દીધી છે"

"તુ ઘરમા દાખલ કવી રીતે થઇ? કોઇએ તને જોઈ તો નથી?"

"દરવાને મ્હને જોઈ છે"

દેવદાસે આખો વિકાસી કહ્યુ –" દરવાને જોઈ છે? બીજા કોઇએ?"

"ઓટલા ઉપર ચાકરો સૂઈ રહ્યા છે–તેઓમાંથી પણ કોઈએ કદાચ જોઇ હશે "

દેવદાસે છલંગ મારી બિછાનામાંથી ઉઠી દ્વાર બંધ કરી દીધા પછી તેણે પૂછ્યું –" કોઇ તને ઓળખી શક્યું કે ? "

પાર્વતીએ લેશમાત્ર ઉત્કંઠા દર્શાવ્યા સિવાય સ્વાભાવિક કંઠે કહ્યું –"તેઓ બધા મ્હને પિછાને છે, કદાચ કોઇ મ્હને ઓળખી પણ શક્યું હોય "

" પારુ ! ત્હેં આવું કાર્ય શા માટે કર્યું ? "

પાર્વતીએ પોતાના મનમાં કહ્યું –" મ્હારામાં એટલી હિમ્મત "

આ ઉત્તર સાંભળી દેવદાસ ક્રોધે ભરાયો નહિ અતિશય ઉત્કંઠિત થઇને તેણે કહ્યું –"પારુ ! હજી પણ તું ન્હાની છે કે ? અહીં અત્યારે આવી રીતે આવતાં તને સહજ પણ શરમ ન આવી ? "

પાર્વતીએ મસ્તક હલાવી ઉત્તર આપ્યો –" બિલકુલ નહિ "

" કાલે શરમથી ત્હારું માથું નહિ કપાઈ જાય કે ? "

આ પ્રશ્ન સાંભળી તીવ્ર પરંતુ કરૂણ દૃષ્ટિથી દેવદાસના મુખ તરફ ક્ષણકાળ સૂધી જોઈ રહી સંકોચ સિવાય પાર્વતીએ કહ્યું – "મ્હારી સઘળી શરમ તમે ઢાંકી દેશો એ જો જાણતી ન હોત તો જરૂર માથું કપાઇ જાત "

વિસ્મયથી હતબુદ્ધિ બની જઈ દેવદાસે કહ્યું –" પણ મ્હારું ? હું કાલે શું મ્હો બતાવી શકીશ ? "

પાર્વતીએ અવિચળિત કંઠે કહ્યું –" તમે ? તમને શું છે દેવદાસ ? "

અલ્પકાળ સૂધી ચુપ રહ્યા પછી તે કહેવા લાગી –" તમે પુરુષજાત છો આજે નહિ તો કાલે, તમારા કલંકની વાત સહુ ભૂલી જશે, બે દિવસ પછી કોઈ એ વાત યાદ કરશે નહિ કે કયારે કયી રાત્રે હતભાગિની પાર્વતી તમારા ચરણોમાં શિર ઝુકાવવા માટે સઘળું તુચ્છ કરીને આવી હતી "

" એટલે ? "

"—અને હું "

મંત્રમુગ્ધની માફક દેવદાસ બોલ્યો –-" તને ?"

• "મ્હારા કલકની વાત તમે કરો છો ? ના, મ્હને કલક નથી તમારી પાસે છુપી રીતે આવવા માટે મ્હારી જો નિદા થશે તો એ નિદા મ્હારા અગને અડકવાની નથી "

"પારુ ! આ શુ ? તુ રડે છે ?"

"દેવદાસ ! નદીમા કેટલુ પાણી છે ? એટલા પાણીમા મ્હારૂ કલક દબાઈ નહિ જાય કે ?"

એકાએક દેવદાસે પાર્વતીના બન્ને હાથ પકડી લઈ કહ્યુ – 'પાવતી !"

પાર્વતીએ દેવદાસના પગ ઉપર માથુ રાખી રૂધાયલા કઠે કહ્યુ –"દેવદાસ ! આ સ્થળે મ્હને થોડી જગ્યા આપો "

ત્યાર પછી બન્ને જણા ચુપ રહ્યા દેવદાસના પગ ભીજાવી ગરમ અશ્રુજળના ઘણા બિદુઓ સફેત બિછાના ઉપર પડ્યા

ઘણા સમય પછી પોતાને હાથે પાર્વતીનુ મુખ ઉચુ કરી દેવદાસે કહ્યુ – 'પારૂ ! મ્હારા સિવાય ત્હારો ઉપાયજ નથી ?"

પાર્વતીએ કાંઈ ઉત્તર આપ્યો નહિ તે એવીજ રીતે પગ ઉપર માથુ રાખી પડી રહી નિસ્તબ્ધ શયનગૃહમા તેના અશ્રુવ્યાકુળ ગાઢ નિશ્વાસોનો ધ્વનિ ઉપરા ઉપરી સભળાવા લાગ્યો ટગ ટગ કરતા ઘડીઆળમા બે વાગી ગયા દેવદાસ બોલ્યો — "પારૂ !"

પાર્વતીએ રૂધાયલા કઠે કહ્યુ —"શુ છે ?"

"માબાપ એ વાતથી તદ્દન વિરૂદ્ધ છે તે ત્હે સાભળ્યુ છે ?"

પાર્વતીએ મસ્તક હલાવી ઉત્તર આપ્યો કે, તેણે બધુ સાભળ્યુ છે ત્યાર પછી બન્ને જણા ચુપ બેસી રહ્યા. ઘણો સમય પસાર થઇ ગયા પછી દેવદાસે અતરના ઊડાણમાથી નિશ્વાસ મૂકી કહ્યુ —"ત્યારે હવે ?"

પાણીમા ડુબી મનુષ્ય જેવી રીતે અધભાવથી માટી પકડી રાખે તેવી જ રીતે પાર્વતીએ અજ્ઞાનીની માફક દેવદાસના બન્ને પગ પકડી રાખ્યા તેણે દેવદાસના મુખ તરફ જોઇ કહ્યુ –"તમારા સિવાય બીજુ કાંઈ મ્હને જોઈતુ નથી "

"પારુ ! હુ માબાપથી વિરુદ્ધ થઉ ?"

"એમા શો દોષ છે ? થાઓ"

"જો હુ એમ કરીશ તો તુ ક્યા રહીશ ?"

"તમારા ચરણોમા" પાર્વતીની આખોમા આસુ ભરેલા હતા

પાછા બન્ને ચુપ બેસી રહ્યા ઘડીઆળમા ચાર વાગી ગયા ગ્રીષ્મકાળની રાત્રિ હોઈ, સત્વર પ્રભાત થશે વિચારી દેવદાસ પાર્વતીનો હાથ પકડી કહ્યુ –"ચાલ, હુ તને ઘેર મૂકી આવુ –"

"મ્હારી સાથે આવશે ?"

"તેથી નુકસાન શુ છે ? જો નિંદા થાય તો કાઇ ઉપાય કરી શકાય

"ત્યારે ચાલો"

બન્ને ધીમે પગલે બ્હાર નીકળી પડયા



# પ્રકરણ ૭ મુ

— o —

## સુખ પ્રાપ્તિની આશામા ભયકર નિરાશા.

બીજે દિવસે પિતાની સાથે દેવદાસની થોડા વખત માટે વાતચિત થઇ

પિતાએ કહ્યુ —"તુ મ્હને પ્રથમથીજ બાળતો આવ્યો છે જ્યા સુધી જીવીશ ત્યા સુધી બળવુ પડશે ત્હારે મુખે આ વાત સાભળી આશ્ચર્ય પામવા જેવુ કાઇ નથી"

દેવદાસ ચુપકીદીથી નીચુ જોઇ બેસી રહ્યો પિતાએ કહ્યુ –"હુ એમાનુ કાઇ ન જાણુ તુ અને ત્હારી બા મળી જેમ ફાવે તેમ કરો"

દેવદાસની માતાએ એ વાત સાભળી રડી પડીને કહ્યુ –"હે

હરિ! મ્હારા નસીબમા આટલુ બધુ જોવા તથા વેઠવાનુ હતુ !"

તેજ દિવસે દેવદાસ કલકત્તા ચાલ્યો ગયો

એ વાત સાભળી પાર્વતી કઠોર મુખે વિશેષ કઠિન હાસ્ય કરી ચુપ બેસી રહી ગઈ રાતની વાત કોઇ જાણતુ નહોતુ પાર્વતીએ એ વાત કોઇને કહી નહિ એવામા મનોરમાએ આવીને કહ્યુ —"પારૂ! દેવદાસ ચાલ્યા ગયા છે, એમ મ્હે સાભળ્યુ છે"

'હા, ખરી વાત છે"

"ત્યારે ત્હારૂ શુ કરી ગયા?"

આ પ્રશ્નનો ઉત્તર પાર્વતી પોતેજ જાણતી નહોતી એટલે તે બીજાને શો ઉત્તર આપે? છેલ્લા કેટલાક દિવસથી તે એજ ચિંતા કર્યા કરતી હતી, પરતુ આશા કેટલી છે અને નિરાશા કેટલી છે એ તે કોઇ પણ રીતે નક્કી કરી શકતી નહોતી, જગતનો મુખ્ય નિયમ એ છે કે, મનુષ્ય જ્યારે આવા દુ ખના સમયમ આશા નિરાશાનો કિનારો જોઈ શકતુ નથી ત્યારે દુર્બળ મન ભય સહિત આશાનેજ પકડી રાખે છે પાર્વતીના દુર્બળ મનમ એવી આશા ભરાઈ રહી હતી કે, ગઇ રાતની વાત વિફળ નહિજ થાય એ વિફળ થતા પોતાની કેવી દશા થશે એ તેની ચિંત બ્હાર હતુ આમ હોવાથી તે વિચારતી હતી કે, દેવદાસ ફરીથી આવશે આવીને મ્હને કહેશે કે, "પારૂ! મ્હારામા શક્તિ છે ત્યા સુધી હુ તને બીજાના હાથમા સોપી શકીશ નહિ"

પરતુ બે દિવસ પછી પાર્વતીને એવો પત્ર મળ્યો કે,—

"પાર્વતિ! આ બે દિવસમા ત્હારોજ વિચાર કર્યો છે આપણો એક બીજા સાથે વિવાહ થાયએનાથી માતા પિતા સર્વાંશે વિરૂદ્ધ છે તને સુખી કરવા જતા તેમને જે દુ ખ દેવ પડે તેમ છે તે હુ દઈ શકુ તેમ નથી—મ્હારામા એટલી શક્તિ નથી વળી એમની ઇચ્છા વિરૂદ્ધ આ કાર્ય હુ કેવી રીતે કરૂ? તને પુન પત્ર લખવાની આશા નહિ હોવાથી આ પત્રમાજ બધી વાત સ્પષ્ટતાથી લખુ છુ ત્હારૂ ઘર ઉતરતુ છે કન્યા વિક્રય કરનાર કુટુબમા ત્હારો જન્મ થયો છે વળી અમારા પાડોશમાજ તુ રહે છે આવી પરિસ્થિતિ હોવાથી માતા પિતા કોઇ પ્રકારે

આપણો સબધ બાધવા રાજી નથી પેલી રાતની વાત યાદ આવતા ઘણુ દુખ થાય છે ત્હારા જેવી રીસાળ કન્યાએ કેટલા બધા દુખનો અનુભવ થયા પછી એ કામ કર્યું હશે એ હુ જાણુ છુ

"બીજી એક વાત કહેવી જોઇએ તને હુ પુષ્કળ ચ્હાતો હતો એમ મ્હને કોઈ દિવસે લાગ્યુ નથી—આજે પણ ત્હારે માટે મ્હારા અતરમા હુ અપાર દુખ તો નથીજ અનુભવતો મ્હારે લીધે તુ દુખી થઈશ એજ મ્હારી મ્હોટી ચિન્તા છે યત્નપૂર્વક મ્હને ભૂલી જજે તુ સુખી થા એવો અતઃકરણપૂર્વક હુ આશીર્વાદ આપુ છુ

**દેવદાસ.**"

જ્યા સુધી પત્રને પોસ્ટમા નાખ્યો નહોતો ત્યા સુધી દેવદાસ એકજ વાત વિચારતો હતો, પરતુ પત્રને પોસ્ટમા નાખ્યા પછી તે બીજી વાત વિચારવા લાગ્યો હાથમાનો પત્થર ફેકી દીધા પછી તે એક નજરે એ તરફ જોઈ રહ્યો એક અચોક્કસ શકા તેના મનમા ધીમે ધીમે ઘોળાયા કરતી હતી ને વિચારતો હતો કે, 'આ પત્થર તેના મસ્તક ઉપર કેવી રીતે પડશે! તેને બહુ વાગશે કે? એ બચશે કે?' પેલી રાત્રે પગો ઉપર માથુ રાખી તે કેવી રીતે રડી હતી એ પોસ્ટ આફિસેથી મુકામ તરફ જતા હરેક પગલે દેવદાસને યાદ આવતુ હતુ પોતે જે કર્યુ તે સારૂ છે કે? સહુથી મુખ્ય વાત દેવદાસ એ વિચારતો હતો કે, જ્યારે પાર્વતીનો પોતાનો કાઇ દોષ નથી ત્યારે પછી પિતા માતા નિષેધ કેમ કરે છે? ઉમ્મર વધવાની સાથે તેમજ કલકત્તામા રહીને તે એટલુ સમજી શકતો હતો કે, ફક્ત લોકોને દેખાડવાની કુળમર્યાદા તથા એક તુચ્છ કલ્પનાને વળગી રહીને નિરર્થક એક જીવનો નાશ કરવો જોઇએ નહિ જો કદાચ પાર્વતી જીવનથી કટાળી જાય—જો તે સરિતાના જળમા પડી અતરની જ્વાળા શાન્ત કરે તો વિશ્વપિતાના ચરણમા એક મહાપાપનો ભાર નહિ લાગે કે?

મુકામ ઉપર જઈ દેવદાસ તેની ઓરડીમા સૂઈ ગયો આજકાલ તે એક ન્હાની લૉજમા રહેતો હતો મામાના આશ્ર

યનો ઘણા દિવસથી તેણે ત્યાગ કર્યો હતો—ત્યા તેને કોઈ પણ રીતે ફાવતુ નહોતુ જે ઓરડીમા દેવદાસ રહેતો હતો તેની પાસેની ઓરડીમા ચુનીલાલ નામનો એક યુવક લગભગ નવ વર્ષથી રહેતો હતો, તે બી, એ, ની પરીક્ષા પસાર કરવા માટે આટલા બધા વર્ષ સુધી કલકત્તામા રહ્યો હતો, પરતુ હજી સુધી સફળતા મળેલી નહિ હોવાથી તેને રોકાઇ રહેવુ પડયુ હતુ ચુનીલાલ તેના હમ્મેશાના ક્રમ પ્રમાણે આજે પણ સધ્યાકાળે ફરવા જતો હતો હમ્મેશા સધ્યાકાળે બ્હાર ફરવા નીકળી પડી પ્રભાતકાળના અરસામા તે પાછો લૉજમા આવતો હતો લૉજના ફરવા ગયેલા માણસો હજી બ્હારથી આવ્યા નહોતા દસી બત્તી સળગાવી ગઈ દેવદાસ દ્વાર બધ કરી બિછાનામા સૂઈ ગયો

ધીમે ધીમે લૉજમા રહેતા માણસો ફરીને પાછા મુકામે આવ્યા જમવા માટે દેવદાસને બોલાવવામા આવ્યો, પરતુ ઉઠયો નહિ. ચુનીલાલ રાત્રે કોઈ પણ દિવસે લૉજમા સૂઈ રહેતો નહોતો આજે પણ તે આવ્યો નહોતો

રાતનો એક વાગો ગયો હતો લૉજમા દેવદાસ સિવાય બીજુ કોઈ જાગતુ નહોતુ ચુનીલાલે લૉજમા આવીને જોયુ તો દેવદાસની ઓરડી બધ હોવા છતા અદર બત્તી સળગતી હતી તેણે કહ્યુ —"દેવદાસ ભાઈ! જાગો છો કે ?"

દેવદાસ અદરથી ઉત્તર આપ્યો —"હા, આજે તમે વ્હેલા આવ્યા હો એમ લાગે છે."

ચુનીલાલે સહજ હસીને કહ્યુ —"એમજ છે આજે શરીર સારૂ નથી" આમ કહી તે પોતાની ઓરડીમા ચાલ્યો ગયો થોડા સમય પછી તેણે પરત આવીને કહ્યુ —"દેવદાસભાઇ! દ્વાર ઉઘાડશો કે ?"

"કામ છે ?"

"ધૂમ્રપાનની વ્યવસ્થા છે કે ?"

"હા" કહી દેવદાસે ઉઠી દ્વાર ઉઘાડયા ચુનીલાલે ધૂમ્રપાનની તૈયારી કરતા બેસી કહ્યુ —"દેવદાસ! હજી સુધી કેમ જાગો છો ?"

"હમ્મેશા ઉંઘ આવે ખરી કે?"

ચુનીલાલે જાણે કે સહજ વિદ્રુપ કરી કહ્યું –"હું એમ ધારતો હતો કે, તમારા જેવા સરળ સ્વભાવના વિદ્યાર્થીએ કદાપિ મધ્યરાત્રિનું દર્શન નહિ કર્યું હોય આજે મ્હને એથી ઉલટોજ અનુભવ થયો છે."

દેવદાસ ચંચળ બની ગયો હતો તેણે કાંઈ ઉત્તર આપ્યો નહિ

"તમારો જીવ શાન્ત નથી કેમ?"

એકાએક દેવદાસ બિછાના ઉપર બેઠો થયો વ્યગ્રભાવથી ચુનીલાલના મુખ તરફ જોઇ તેણે કહ્યું –"ભાઈ! તમને કોઈ પણ પ્રકારનું દુઃખ નથી કે?"

ચુનીલાલે હસીને કહ્યું –"ના

'આ જીવનમાં તમને કોઈપણ વખતે દુઃખનો અનુભવ નથી થયો?"

"આવો પ્રશ્ન શા માટે પૂછો છો?"

"એ સાંભળવાની મ્હારી ઈચ્છા છે"

"ઠીક છે એક દિવસે હું બધી વાત કહીશ"

દેવદાસે કહ્યું –"ભાઇ! હમ્મેશા રાત્રે તમે ક્યાં રહો છો?"

ચુનીલાલે મૃદુ હાસ્ય કરી કહ્યું –"એ તમે જાણતા નથી કે?"

"જાણું છું, પરંતુ બરાબર નહિ"

ચુનીલાલનું મુખ ઉત્સાહથી ઉજ્જ્વળ બની ગયું આની ચર્ચામાં આંખની શરમ નડે એ સ્વાભાવિક છે, પરંતુ લાંબા કાળના અભ્યાસના દોષથી તે એ શરમને ભૂલી ગયો હતો કૌતુક કરી, આંખો મીચીને તેણે કહ્યું –"દેવદાસ! એ બધું બરાબર જાણવાને માટે મ્હારા જેવા થવું જોઇએ કાલે તમે મ્હારી સાથે આવશો?"

દેવદાસે એક વખત પોતાના મન સાથે કાંઈ વિચાર કરી જોયા પછી કહ્યું –"મ્હેં સાંભળ્યું છે કે ત્યાં ઘણો આનંદ મળી

શકે છે, મનમા લેશ માત્ર દુખ રહેતુ નથી, એ વાત ખરી છે કે ?"

"તદ્દન ખરી વાત છે "

"જો એમજ હોય તો તમે મ્હને ત્યા લઇ જજો—હુ આવીશ "

બીજે દિવસે સંધ્યાકાળના અરસામા ચુનીલાલે દેવદાસની ઓરડીમા આવી જોયુ કે, તે પોતાનો સરસામાન બાધી તૈયાર કરતો હતો આશ્ચર્ય પામી ચુનીલાલે પુછ્યુ —"કેમ જવુ નથી કે ?"

દેવદાસે બીજી દિશા તરફ જોયા સિવાય કહ્યુ —"જવુ છે "

"ત્યારે આ બધુ શુ થાય છે ?"

"જવાની તૈયારી કરૂ છુ "

ચુનીલાલે સહજ હસીને વિચાર્યુ, આ તૈયારી કાઈ જેવી તેવી નથી તે બોલ્યો —"સઘળો સામાન ત્યા લઈ જવો છે કે ?"

"ન લઇ જઉ તો કોને સોપી જાઉ ?

ચુનીલાલ સમજી શક્યો નહિ તેણે કહ્યુ —"મ્હારો સર સામાન હુ કોને સોપી જાઉ છુ ? બધુ અહી મ્હારી ઓરડી માજ પડી રહે છે "

દેવદાસે એકાએક સચેત થઈ ઉચુ જોયુ શરમાઈ જઇને કહ્યુ —"ભાઇ! આજે હુ ઘેર જાઉ છુ "

"એ શુ ? કયારે પાછા આવશો ?'

દેવદાસે મસ્તક ધુણાવી કહ્યુ —"હવે હુ પાછો આવવાનો નથી "

અજાયબીથી ચુનીલાલે દેવદાસના મુખ તરફ જોયુ દેવદાસ કહેવા લાગ્યો —"આ રૂપિયા લ્યો મ્હારૂ જે કાઇ દેવુ છે તે એમાથી ચુકવી દેજો જો કાઇ વધે તો તે નોકર ચાકરને વહેચી આપજો હુ હવે કદાપિ કલકત્તા આવવાનો નથી " પોતાના મન સાથે તેણે કહ્યુ —"કલકત્તા આવવાથી મ્હને અપાર નુકસાન થયુ છે મ્હારૂ સર્વસ્વ જતુ રહ્યુ છે "

તોફાની કિશોર ઉમ્મરનું એ વણમાગ્યું, ચરણો• નીચે ચગદાઇ ગયેલું રત્ન સમસ્ત કલકત્તાની તુલનામા આજે યૌવનના મેઘાચ્છન્ન અંધકારને ભેદી તેને ઘણું કિમતી જણાવા લાગ્યું ચુનીલાલના મુખ તરફ જોઇ તેણે કહ્યું –" ભાઈ! શિક્ષણ, વિદ્યા, બુદ્ધિ, જ્ઞાન, ઉન્નતિ એ સઘળું સુખ માટે છે તમે ગમે તે રીતે જુઓ, પોતાનું સુખ વધારવા સિવાય એ સર્વનો કાંઈ હેતુ નથી—"

ચુનીલાલે વચ્ચેજ પૂછ્યું —' ત્યારે તમે હવે અભ્યાસ નથી કરવાના કે ?"

"ના, અભ્યાસને લીધે મ્હને પુષ્કળ નુકસાન થયું છે જો પ્રથમથી મ્હને એવી ખબર હોત કે, આટલા નુકસાનના બદલામા આટલું શિક્ષણ મળશે તો આ જીવનમા હું કદાપિ કલકત્તા આવત નહિ "

" આ તમને શું થયું છે ?"

દેવદાસ ચિંતાતુર બની ગયો થોડા સમય પછી તેણે કહ્યું —"ફરી જો કદાચ મુલાકાત થશે તો બધી વાત કરીશ "

એ વખતે રાતના નવ વાગી ગયા હતા લૉજના માણસોને તથા ચુનીલાલને વિસ્મિત બનાવી દેવદાસ પોતાનો બધો સરસામાન લઈ ભાડાની ગાડીમા બેઠો તથા ચિરકાળને માટે તેણે એ સ્થાનનો ત્યાગ કર્યો તેના વિદાય થઈ ગયા પછી ચુનીલાલ લૉજના માણસોને ઉદ્દેશી કહેવા લાગ્યો —" આવા અદ્દભુત સ્વભાવના માણસને ઓળખવાનું કાર્ય ઘણું કઠિન છે "



# પ્રકરણ ૮ મુ

## સ્મૃતિચિહ્‌ન ને વિવાહ

સાવધાન તેમજ દૂરદર્શી માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે, તેઓ ક્ષણ કાળની અંદર જ કિંવા જોવામાં આવતાની સાથે જ કોઈ પણ વસ્તુના દોષગુણ સંબંધી દૃઢ મત દર્શાવતા નથી પૂરતો વિચાર કર્યા સિવાય તેઓ કોઇ પણ પ્રસંગના નિશ્ચય ઉપર આવતા નથી એ દિશા જોઇ તેઓ ચાર દિશાની વાત કહેતા નથી, પરંતુ માણસોનો બીજો એક એવો વર્ગ છે કે જે પ્રથમ વર્ગથી અવળો વિરુદ્ધ સ્વભાવ ધરાવે છે એ બીજા વર્ગના માણસોમાં કોઇ વસ્તુ ઉપર વિશેષ વખત સુધી ચિંતા કરવાની ધીરજ હોતી નથી કોઇ પણ વસ્તુ હાથમાં આવતાની સાથે તે સારી છે યા ખોટી એ તેઓ નક્કી કરે છે સંપૂર્ણ પરીક્ષા કરી જોવાનો પરિશ્રમ નહિ ઉઠાવતા તેઓ પોતાના વિશ્વાસને વળગી પડે છે એવા માણસો દુનિયામાં કાંઇ નથી કરી શકતા એમ તો ન જ કહી શકાય, ઉલટું કેટલીક વખતે તેઓ વિશેષ કાર્ય કરે છે ભાગ્ય સુપ્રસન્ન હોય છે તો આપણે તેમને ઉન્નતિના સર્વોચ્ચ શિખર ઉપર જોઇ શકીએ છીએ વળી જો ભાગ્ય પ્રસન્ન નથી હોતું તો તેઓ અવનતિની ઊંડી ગર્તામાં હંમેશાને માટે પડી રહે છે દેવદાસ પણ આ બીજા વર્ગનો માણસ હતો બીજે દિવસે સ્હવારે તે ઘેર જઇ પહોંચ્યો તેની માતાએ આશ્ચર્ય પામી પૂછ્યું "દેવા ! પાછી કૉલેજમાં રજાઓ પડી ?"

દેવદાસ 'હા' કહી ચંચળ ચિત્ત ચાલ્યો ગયો પિતાએ પ્રશ્ન કર્યો ત્યારે પણ એવો કાંઈ ઉત્તર આપી તે દૂર ખસી ગયો કાંઈ સમજી નહિ શકવાથી જમીનદારે ગૃહિણીને પૂછ્યું ગૃહિણીએ બુદ્ધિ વાપરી કહ્યું—'હજી ગરમી ઓછી નથી થઇ તેથી ફરી રજાઓ પડી હશે "

એ દિવસ સુધી દેવદાસ અસ્થિર ચિત્તે ફર્યા કર્યો, કેમ કે તેની ઇચ્છા પાર પડતી નહોતી પાર્વતી સાથે એકાંતમાં તેની

મુલાકાત ન જ થઈ બે દિવસ પછી પાર્વતીની માતાએ દેવદાસને નજીક આવેલો જોઈ કહ્યુ —" ભાઇ' જ્યારે તુ આવી ચડયો છે ત્યારે હવે પારૂનો વિવાહ થાય ત્યા સુધી રહી જા "

દેવદાસે કહ્યુ —" સારૂ "

બપોરે જમી રહ્યા પછી પાવતી હમ્મેશા નદીના બાધ પાસે જઈ પાણી ભરી લાવતી હતી આજે પણ પીત્તળનો ઘડો લઇ તે વાટ ઉપર જઈ ઉભી રહી આ વખતે થોડે દૂર એક મ્હોટા ઝાડની નજીક દેવદાસને પાણીમા છીપ નાખી બેસી રહેલો તેણે જોયો એક વખત તેને પાછી ચાલી જવાનો વિચાર આવ્યો તે સાથે પાણી ભરી ચુપકીદીથી ઘેર જવાનો વિચાર પણ ઉપજ્યો, પરતુ તે ઝડપથી કોઇ કાર્ય કરી શકી નહિ ઘડાને વાટ ઉપર મૂકતા જે અવાજ થયો તે સાભળી દેવદાસે તેના તરફ જોયુ પછી હાથ હલાવી તે બોલ્યો —" પારુ! અહી આવી મ્હારી વાત સાભળી જા "

પાવતી ધીમે ધીમે તેની પાસે જઈ ઉભી રહી દેવદાસે ફક્ત એક વખત મુખ ઉચુ કયુ ત્યાર પછી ઘણા સમય સુધી શૂન્ય દૃષ્ટિથી તે પાણી તરફ જોઈ રહી પાર્વતીએ કહ્યુ — " મને શુ કહેવુ છે ?"

દેવદાસે બીજી કોઈ દિશા તરફ જોયા સિવાય કહ્યુ — " અહી બેસ " પાર્વતી નીચે બેઠી નહિ તે નીચુ જોઇ ઉભી રહી પછી થોડા સમય સુધી જ્યારે કાઈ વાત થઇ નહિ ત્યારે પાર્વતી ધીમેથી એકેક પગલુ ભરતી ઘાટ તરફ જવા લાગી દેવદાસે એક વખત મ્હો ઉચુ કરી જોયુ ત્યાર પછી પુન પાણી તરફ નજર કરી તેણે કહ્યુ —" સાભળ "

પાર્વતી પાછી આવી, પરતુ દેવદાસ કોઈ વાત કહી શકયો નહિ આવુ જોઈ તે પાછી ચાલી ગઈ દેવદાસ ચુપકીદી ધારણ કરી બેસી રહ્યો થોડા સમય પછી ઘાટ તરફ નજર કરી તો પાર્વતીને પાણી ભરી ઘર તરફ જતી તેણે જોઈ તરત જ તે છીપ ખેચી લઈ ઘાટ નજીક જઈ ઉભો રહ્યો તેણે કહ્યુ —" પાર્વતી! હુ આવ્યો છુ."

પાર્વતીએ ઘડો નીચે મૂકયો તે કાંઇ બોલી નહિ દેવદાસે ફરીથી કહ્યુ –" હુ આવ્યો છુ, પારુ !"

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી અત્યંત મૃદુ સ્વરે પાર્વતીએ પૂછ્યુ –" શા માટે આવ્યા છો ?"

" ત્હેં લખ્યુ હતુ તે યાદ નથી ?"

" ના "

" આ શું કહે છે ! પેલી રાતની વાત તને યાદ આવતી નથી ?"

" આવે છે, પણ હવે એ વાતનુ શુ કામ છે ?"

તેનો કંઠસ્વર સ્થિર, પણ અતિ રૂક્ષ હતો દેવદાસ તેનો મર્મ સમજી શકયો નહિ તેણે કહ્યુ –" પારુ ! મ્હને ક્ષમા આપ એ વખતે હુ આટલુ બધુ સમજતો નહોતો "

" ચુપ રહો, એ બધી વાત મ્હને સાંભળવી ગમતી નથી "

" હુ કોઇ પણ રીતે માબાપને રાજી કરીશ ! કેવળ તુ –"

પાર્વતીએ દેવદાસના મુખ તરફ એક વખત તીવ્ર દૃષ્ટિપાત કરી કહ્યુ –" તમારે માબાપ છે અને મ્હારે નથી કે ? તેમની મરજીની જરૂર નથી કે ?"

દેવદાસે શરમાઇ જઇ કહ્યુ –" એ વાતની હુ કયાં ના પાડુ છુ ? પણ તેમની કાંઇ નામરજી નથી કેવળ તુ —"

પાર્વતી વચ્ચે જ તીવ્ર કંઠે બોલી ઉઠી –" કેવળ હુ ! તમારી સાથે ! નહિ–" તત્કાળ દેવદાસની બન્ને આંખો અગ્નિની માફક સળગી ઉઠી કઠિન કંઠે તેણે કહ્યુ –" પાર્વતી ! તુ મ્હને ભૂલી ગઇ કે ?"

પ્રથમ તો પાર્વતી અધીર બની ગઇ બીજી ક્ષણે આત્મ-સંવરણ કરી લઇ શાન્ત કઠિન સ્વરે તેણે ઉત્તર આપ્યો –" ના, ભૂલી શા માટે જાઉં ? બાલ્યાવસ્થાથી હુ તમને જોઉં છુ, જ્ઞાન આવ્યુ ત્યારથી તમારો ભય રાખતી આવી છુ—તેથી જ તમે મ્હને ભય બતાવવા આવ્યા છો કે ? હજી સુધી તમે મ્હને નથી ઓળખી શકયા કે ?" આમ કહી બન્ને નિર્ભય આંખો ઉંચી કરી તે ઉભી રહી.

પ્રથમ દેવદાસ કાંઇ બોલી શક્યો નહિ પછી તેણે કહ્યું - "હમ્મેશા તું મ્હારો ભય રાખતી જ આવી છે કે ? બીજું કાંઇ નહિ કે ?"

પાર્વતીએ દૃઢ સ્વરે કહ્યું -"ના, બીજું કાંઇ જ નહિ "

'ખરૂં કહે છે ?"

"હા, ખરૂં કહું છું તમારામાં મ્હને લેશ માત્ર આસ્થા નથી હું જેમની પાસે જાઉં છું તેઓ ધનવાન, બુદ્ધિમાન,—શાન્ત તેમજ સ્થિર છે તેઓ ધાર્મિક છે મ્હારા માબાપ મ્હારૂં કલ્યાણ ઇચ્છે છે તેથી જ તેઓ તમારા જેવા એક અજાની, ચંચળ ચિત્તના જુલ્મી માણસના હાથમાં મ્હને કોઇ પણ રીતે સોંપે તેમ નથી રસ્તો મૂકો, મ્હને જવા દો "

દેવદાસે એક વખત રસ્તો મુક્ત કરવાની તૈયારી કરી પરંતુ બીજી જ ક્ષણે રસ્તામાં સ્થિર ઉભો રહી ફરીને જોઇ તે બોલ્યો -"આટલું બધું ગુમાન !"

પાર્વતી કહેવા લાગી -"ગુમાન કેમ ન હોય ? તમે ગુમાન રાખી શકો ને હું ન રાખી શકું ? તમારામાં રૂપ છે, ગુણ નથી મ્હારામાં રૂપ છે અને ગુણ પણ છે તમે મ્હોટા લોક છો તે મ્હારા બાપ કાંઇ ભીખારી નથી વળી ભવિષ્યમાં હું તમારાથી કોઇ પણ રીતે ઉતરતી રહેવાની નથી, એ તમે જાણો છો ?"

દેવદાસ ચુપ થઇ ગયો પાર્વતી પુનઃ કહેવા લાગી -"તમે મ્હને ઘણું નુકસાન પહોંચાડવાનો વિચાર કરો છો, વિશેષ નહિ તો થોડું નુકસાન મ્હને તમે પહોંચાડી શકશો એ હું જાણું છું ભલે, તેમ કરજો મ્હારો રસ્તો છોડો "

દેવદાસે અજાનીની માફક પુછ્યું -"હું તને કેવી રીતે નુકસાન પહોંચાડી શકું ?"

પાર્વતીએ તત્કાળ ઉત્તર આપ્યો -"કલંક મુકીને, જાઓ, તેમ કરજો "

માથા ઉપર પહાડ તુટી પડ્યો હોય એવા ભાવથી દેવદાસ જોઈ રહ્યો તેના મુખમાંથી કેવળ એટલાજ શબ્દો બ્હાર નીકળ્યા કે, "હું કલંક મુકું !"

પાર્વતીએ ... જેવું ક્રૂર હાસ્ય કરી કહ્યું -"જાઓ, છેલ્લી

વખતે મ્હારા નામ ઉપર કલંક લગાડો પેલી રાત્રે હું એકલી તમારી પાસે આવી હતી એ વાત સઘળા માણસોને કહી દો. એમ કરવાથી તમારા મનને ઘણી શાન્તિ મળશે" આટલું બોલી પાર્વતીના અહંકારી ક્રોધી ઓષ્ઠાધર કંપતા કંપતા સ્થિર થઈ ગયા.

ક્રોધથી, તથા અપમાનથી દેવદાસના અંતરમાં પ્રચંડ જ્વાળામુખી સળગી ઉઠ્યો. અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું—"મિથ્યા કલંક લગાડી મ્હારા મનમાં હું શાન્તિ મેળવીશ, કેમ?" પછી બીજી જ ક્ષણે હાથમાની છીપને જોરથી હલાવી ભયંકર કંઠે તે બોલ્યો–"પાર્વતી! સાંભળ આટલું બધું રૂપ હોય એ સારૂં નથી એ રૂપથી અહંકાર ઘણો વધી જાય છે" પછી કંઠસ્વર સહજ નમ્ર કરી તેણે ઉમેર્યું, "તું જોઈ શકતી નથી કે, ચંદ્રમાં વિશેષ રૂપ હોવાથી જ તેમાં કલંકનો ડાઘ છે, પદ્મ તદ્દન સફેદ હોવાથી જ તેમાં કાળો ભમરો બેસી રહે છે રહે, ત્હારા મુખ ઉપર પણ કલંકનું ચિહ્‌ન અંકિત કરી દઉં

દેવદાસની સહનશકિતની સીમા પસાર થઇ ગઇ હતી તેણે છીપ હલાવી જોરથી પાર્વતીના મસ્તક ઉપર આઘાત કર્યો તે સાથે ડાબી બાજૂના કપાળનો ભમર સુધીનો થોડો ભાગ ચીરાઈ ગયો આંખની પલક પડે એટલામાં જ પાર્વતીનું આખું મ્હો લોહીથી તરબોળ થઈ ગયું

પાર્વતીએ નીચે બેસી પડી કહ્યું—"દેવદાસ! આ શું કર્યું?"

દેવદાસે હાથમાની છીપના કટકા કરી પાણીમાં ફેંકી દઈ ઉત્તર આપ્યો–"એથી બ્હીવા જેવું કાંઈ નથી ફકત થોડો ભાગ ચીરાઈ ગયો છે"

પાર્વતી વ્યાકુળ કંઠે રડીને બોલી–"ઓ દેવદાસ!"

પોતાના પાતળા ખમીસનો થોડો ભાગ ફાડી નાખી, પાણીમાં બીજાવી, પાર્વતીના કપાળ ઉપર બાંધતા બાંધતા દેવદાસે કહ્યું–"પારુ! બ્હીશ નહિ આ ઘા જલ્દી રૂઝાઈ જશે—ફકત ડાઘ રહેશે જો કોઈ એ સંબંધી પૂછપરછ કરે તો તું ખોટું બોલજે તેમ ઠીક ન લાગે તો પછી ખરૂં બોલી ત્હારા કલંકને તું પોતે જ જાહેર કરજે."

"ઓ મા રે !"

"પારુ ! આવી રીતે વિલાપ ન કરીશ છેલ્લી વિદાયના દિવસે યાદ રહે એવુ કેવળ એક ચિહ્ન રાખી જાઉ છુ. આવુ સુદર મુખ તુ વારવાર આયનામા જોઈશને ?" આમ કહી ઉત્તર સાભળવાની પરવાહ રાખ્યા સિવાય તે ચાલ્યો જવા લાગ્યો

પાર્વતી રડતા રડતા વ્યાકુળતાથી બોલી—"દેવદાસ !"

દેવદાસ પાછો તેની પાસે આવ્યો તેની આખના ખુણામા એક બિદુ જળ હતુ અત્યત સ્નેહજડિત કઠે તેણે પૂછ્યુ—"શુ છે, પારુ ?"

"આ વાત કોઈને કહેશો નહિ"

એ ક્ષણે જ દેવદાસે નીચા વળી પાર્વતીના કેશકલાપ ઉપર ઓષ્ઠાધરનો સ્પર્શ કરી કહ્યુ—"પારુ ! તુ મ્હારાથી કાઇ ભિન્ન છે કે ? બાલ્યાવસ્થામા તુ બદમાશી કરતી ત્યારે ઘણી વખત ત્હારા કાન આમળ્યા છે એ તને યાદ નથી ?"

"દેવદાસ ! મ્હને માફી આપો"

"એવુ કહેવાની કાઈ જરૂર નથી પારુ, તુ મ્હને તદન ભૂલી ગઇ હતી કે ? મ્હે ક્યારે ત્હારા ઉપર ક્રોધ કર્યો હતો ? મ્હે ક્યારે તને માફી નથી આપી ?"

"દેવભાઈ—"

"પાર્વતી ! તુ જાણે છે કે, હુ વિશેષ વાત કહી શકતો નથી, તેમજ આસપાસનો પૂરતો વિચાર કરી, કોઇ કાર્ય કરી શકતો નથી જે વખતે જે મનમા આવે છે તે કરી નાખુ છુ" આમ કહી દેવદાસે પાર્વતીના મસ્તક ઉપર હાથ મૂકી આશીર્વાદ આપી કહ્યુ—"તે સારૂ જ કર્યુ છે કદાચ મ્હારી પાસે તને સુખ મળત નહિ, ઉલટુ ત્હારા દેવદાસને અક્ષય સ્વર્ગની પ્રાપ્ત થાત"

આ સમયે બાધની બીજી દિશા તરફથી કોઇ આવતુ હતુ ! પાર્વતી ધીમે ધીમે આગળ જઇ પાણીમા ઉતરી દેવદાસ ચાલ્યો ગયો. પાર્વતી જ્યારે ઘેર આવી ત્યારે નમતો પહોર થયો હતો દાદીએ નજર ફેરવ્યા સિવાય જ કહ્યુ—"પારૂ, નદી ખોદીને પાણી ભરી લાવવા ગઈ હતી કે ?"

દાદીએ તરત પાર્વતીના મુખ તરફ જોયુ જોતાની સાથે ઉચ્ચ કંઠે બોલી ઉઠી —" ઑય મા! આ વળી શુ થયુ? આટલુ બધુ કેવી રીતે વાગ્યુ?"

હજી પણ માથાથી લોહી વહી જતુ હતુ ઉપરનુ લૂગડુ લોહીથી ભીજાઇ ગયુ હતુ પાર્વતીએ સ્થિર ભાવથી ઘડો નીચે ઉતારી યથાસ્થળે મૂક્યો માએ આવી રડવા જેવુ મ્હોં કરી કહ્યું —" પારૂ! આટલુ બધુ કેવી રીતે વાગ્યુ?"

પારૂએ સહજ ભાવથી કહ્યુ —" ઘાટ ઉપરથી પગ ખસી જતા પડી ગઇ ને તેથી પગથીઆ સાથે માથુ અફળાવાથી વાગ્યુ "

ત્યાર પછી બધા એકઠા થઈ સારવાર કરવા લાગ્યા દેવદાસે ખરી જ વાત કહી હતી—ઘા બહુ ગભીર નહોતો ચાર પાચ દિવસમા જ તે સુકાઇ ગયો બીજા આઠ દિવસ વીતી ગયા ત્યાર પછી એક દિવસે રાત્રે હાતીપોતા ગામના જમીનદાર શ્રીયુત ભુવનમોહન ચૌધુરી વરવેષ ધારણ કરી વિવાહ કરવા આવ્યા એ પ્રસગે બહુ ભપકો થયો નહિ ભુવન બાબુ મૂર્ખ માણસ નહોતા પ્રૌઢ ઉમ્મરે પુનર્વિવાહ કરવા આવતા છોકરવાદી રીતભાત પ્રમાણે વર્તવુ તેમણે પસદ કર્યુ નહોતુ

વરની ઉમ્મર ચાળીસ વર્ષથી ઓછી નહોતી શરીર ગૌર હતુ મુછોના વાળ અર્ધ્ધપકવ હતા મસ્તકના અગ્ર ભાગમા ટાલ પડેલી હતી વરને જોઇ કોઇએ હાસ્ય કર્યું, કોઇ ચુપ જ રહ્યું ભુવન બાબુ શાન્ત ગભીર મુખે જાણે અપરાધીની માફક લગ્નમડપમા હાજર થયા શુભદૃષ્ટિ વખતે પાર્વતી સ્થિર ભાવથી જોઇ રહી તેના ઓષ્ઠના ખુણા ઉપર હાસ્યની રેખા હતી ભુવન બાબુ એક બાળકની માફક નીચુ જોઈ રહ્યા નજીક બેઠેલી રસિકાઓ ખડખડાટ હસી પડી. નીલકઠ વ્યસ્ત ભાવથી આમ તેમ આટા મારવા લાગ્યો પ્રૌઢ જમાઇને લીધે તે કાઇક અશે અસ્થિર બની ગયો હતો જમીનદાર આજે કન્યાકર્તા હતા તેમની ચતુરાઇને લીધે બધુ નિર્વિઘ્ને પાર પડ્યુ. શુભ કાર્ય સુવ્યવસ્થાથી સપન્ન થઇ ગયુ

સધ્યાકાળને થોડો વિલબ હતો એવામા પાર્વતીને એકાંત

ઓરડામાં ખેંચી જઈ મનોરમાએ આશીર્વાદ આપી કહ્યું —"જે
થયું તે સારૂં જ થયું હવે કેટલા સુખમાં રહે છે તે જોજે "

પાર્વતીએ સહજ હસીને કહ્યું —"એ તો હું જાણું છું
યમની સાથે કાલે થોડો પરિચય થયો હતો !"

"એટલે ?"

"વખત આવ્યે હું તને બધી વાત કહીશ " પછી મનોરમાએ બીજી વાત કાઢી તે બોલી —"એક વખત દેવદાસને બોલાવી આ સુવર્ણ પ્રતિમા દેખાડવાની મ્હને ઇચ્છા થાય છે '

પાર્વતી બોલી ઉઠી —"ત્હારાથી એ બની શકશે ? એક વખત એમને બોલાવી શકાય નહિ કે ?"

આ કઠંસ્વરથી કંપી ઉઠી મનોરમાએ કહ્યું —"પારૂ' આમ કેમ બોલે છે ?"

પાર્વતીએ હાથમાંના કંકણ હલાવતાં હલાવતાં કહ્યું — "આજે જવાનું હોવાથી તેમની ચરણરજ મસ્તકે ચટાવવાની મ્હારી ઈચ્છા છે "

મનોરમાએ પાર્વતીને પોતાની છાતી પાસે ખેંચી લીધી બન્ને જણીએ ઘણું રૂદન કર્યું એ રાત્રે જ પાર્વતી પોતાને સાસરે ચાલી ગઈ



## પ્રકરણ ૯ મું.

—o—

### વેશ્યા સાથે પહેલી મુલાકાત !

હવે આપણે દેવદાસ તરફ નજર ફેરવીએ એ રાત તેણે કલકત્તાના ઇડન ગાર્ડનની એક બેંચ ઉપર એની પસાર કરી દીધી એને ઘણું દુઃખ થતું હતું અગર તો યાતનાથી તેનું હૃદય ચીરાઈ જતું હતું, એમ તો નહોતું જ એક પ્રકારની કડી ઉદાસીનતા ધીમે ધીમે તેના અંતરમાં એકઠી થતી હતી ક્રોધની અંદર શરીરનું કોઇ એક અંગ એકાએક પક્ષઘાતથી રહી જાય તથા ઊંઘમાંથી જાગી ઉઠયા પછી એ અંગ ઉપર પોતાનો કાંઈ અધિકાર જોવામાં આવે નહિ, વિસ્મિત, સ્તભિત મન પોતાનું હંમેશાનું અંગી અંગ કેમ હાલતું ચાલતું નથી તેનો નિશ્ચય

કરી શકે નહિ તથા વખત જતા એમ જાણવામા આવે કે એ અગ હવે પોતાનુ નથી તેજ પ્રમાણે દેવદાસ ધીમે ધીમે આખી રાતમા એમ સમજતો હતો કે, સસારને પક્ષઘાત થયેલો હોઈ હમ્મેશાંને માટે તેનો તેની સાથે વિયોગ થયો છે હવે એના ઉપર પોતાનો ગુસ્સો કે અભિમાન ચાલી શકનાર નથી એના ઉપર પોતાનો અધિકાર હતો એવો વિચાર પણ કરી શકાશે નહિ

એ વખતે સૂર્યોદય થતો હતો દેવદાસે ઉઠી ઉભા થઈ કયા જવુ તેનો વિચાર કરવા માડયો એકાએક તેને કલકત્તાનુ રહેઠાણુ—પેલી લૉજ યાદ આવી ચુનીલાલની સાથે ત્યા મુલાકાત થશે એમ તેને લાગ્યુ દેવદાસ ચાલવા લાગ્યો રસ્તે બેત્રણ વખત ઠોકર વાગી-આગળી ટીચાઇને લોહી નીકળ્યુ રસ્તે અસ્થિર ચિત્તે એક બે માણસો સાથે અથડાઈ પડયો સ્હામેના માણસોએ તેને દારૂડીઓ ધારી હડસેલી મૂકયો આવી રીતે રખડી રઝળીને સંધ્યાકાળે તે લૉજના દ્વાર પાસે જઈ ઉભો રહ્યો ચુનીલાલ એ વખતે સુસજ્જિત થઈ બ્હાર જતો હતો તેણે પૂછ્યુ —'દેવદાસ! તમે અહીં કયાથી ?"

દેવદાસ ચુપકીદીથી ચુનીલાલના મુખ તરફ જોઇ રહ્યો ચુનીલાલે કહ્યુ —" ક્યારે આવ્યા ? તમારૂ મ્હો લેવાઈ કેમ ગયુ છે ? ખાધુ પીધુ પણ નથી કે ? આ બધુ શુ છે ?!"

દેવદાસ લોથપોથ થઈ ગયેલો હોઇ દ્વાર પાસેજ બેસી જવાની તૈયારી કરવા લાગ્યો ચુનીલાલ તેનો હાથ પકડી તેને અદર લઈ ગયો પછી પોતાના બિછાના ઉપર બેસાડી, શાત કરી તેણે પૂછ્યુ —'દેવદાસભાઇ! શુ થયુ છે ?"

"હુ ગઈ કાલે ઘેરથી આવ્યો છુ "

"કાલે ? ત્યારે કાલની રાત અને આજનો આખો દિવસ કયા હતા?

"ઇડેન ગાર્ડનમાં"

"ગાંડા થઇ ગયા છો કે શુ ! શુ થયુ છે તે કહો ?"

"એ સાભળવાથી શો લાભ છે ?"

"ગમે તેમ હો, જે થયુ હોય તે મ્હને કહો હમણા જમી લ્યો. તમારો સરસામાન કયા છે ?"

"મ્હારી સાથે હુ કાંઇ લાવ્યો નથી"

'ઠીક છે, ચાલો જમવા માટે ઉઠો"

બળાત્કારે દેવદાસને ખેંચી જઈ ચુનીલાલે જમાડયો પછી તેને શય્યામાં સૂઈ રહેવાની આજ્ઞા કરી, ઓરડીનું દ્વાર બંધ કરતા કરતા તેણે કહ્યું –'હવે ચિત્ત શાન્ત કરી ઉંઘી જાઓ રાત્રે હુ આવીને તમને જગાડીશ" આમ કહી ચુનીલાલ ચાલ્યો ગયો તે જ્યારે રાતે દશ વાગ્યે પાછો આવ્યો ત્યારે દેવદાસ તેના બિછાનામા ઉંઘી ગયો હતો તેને જગાડયા સિવાય એક શેતરંજી પાથરી ચુનીલાલ નીચે સૂઈ ગયો આખી રાતમા દેવદાસ જાગ્યો નહિ મ્હવારે દશ વાગ્યાના અરસામા જાગૃત થઇને તેણે પૂછ્યુ –"ચુનીલાલભાઈ! તમે કયારે આવ્યા ?"

"હમણા જ"

"તમને કાંઈ હરકત વેઠવી પડી નથીને ?'

"ના"

દેવદાસે થોડી ક્ષણ સુધી તેના મુખ તરફ જોઇ રહ્યા પછી કહ્યું –"ચુનીભાઈ! મ્હારૂ કોઈ નથી ? તમે મ્હારૂ પ્રતિપાલન કરશો ?"

ચુનીલાલ હસ્યો દેવદાસના પિતા ઘણા ધનવાન્ હતા એ તે જાણતો હોવાથી હસીને તેણે કહ્યું –" હુ તમારૂ પ્રતિપાલન કરૂ ! બહુ સારી વાત ચિંતા કરવાની જરૂર નથી ઇચ્છા હોય એટલા દિવસ સુધી અહીં રહો

"ચુનીભાઈ! તમારી આવક કેટલી છે ?'

"ભાઇ ! મ્હારી આવક જુજ છે ઘેર જે થોડી સંપત્તિ છે તે મ્હોટાભાઈને સોંપી હુ અત્રે રહુ છુ તેઓ દર માસે મ્હને સીત્તર રૂપિયા મોકલી આપે છે એ રકમમાથી આપણુ બન્નેનુ સહેલાઈથી ગુજરાન થઇ શકશે"

"તમે ઘેર કેમ નથી જતા ?"

ચુનીલાલે મ્હોને સહજ બીજી દિશા તરફ ફેરવી કહ્યું – એ વાત બહુ લાંબી છે"

દેવદાસે બીજુ કાંઇ પૂછ્યુ નહિ યથા સમયે ભોજન કરવા માટે હાક પડી બન્ને જણા સ્નાન કરી પુન ઓરડીમા આવી

એકા ચુનીલાલે પુછ્યુ –" દેવદાસ! તમે તમારા પિતા સાથે તકરાર કરી છે ?"

" ના "

" બીજા કોઈની સાથે તકરાર કરી છે ?'

દેવદાસે ઉત્તરમા કહ્યુ –" ના "

ત્યાર પછી એકાએક ચુનીલાલને બીજી એક વાત યાદ આવી તેણે કહ્યુ –" હાં હાં, હજી તો તમારો વિવાહ પણ થયો નથી "

આ વખતે દેવદાસ બીજી દિશા તરફ મુખ ફેરવી સૂઈ ગયો ચુનીલાલે અલ્પકાળમાં જ તેને ઉંઘી ગયેલો જોયો આવી રીતે ઉંઘવામા જ બે ત્રણ દિવસ પસાર થઇ ગયા ત્રીજે દિવસે પ્રાત કાળે દેવદાસ સુસ્થ થઇને ઉઠયો તેના મુખ ઉપરની ચિંતાની ગાઢ છાયા ઘણા અંશે જાણે કે દૂર થઈ ગઇ હતી ચુનીલાલે પુછ્યુ –"આજે તબિયત કેવી છે ?"

" સારી છે ઠીક ચુનીભાઈ! હમ્મેશા રાત્રે તમે ક્યાં જાઓ છો ?"

આજે ચુનીલાલ શરમાયો તેણે કહ્યુ —" એ વાતનુ શુ કામ છે ? આજે તમે કૉલેજમા નથી જવાના કે ?"

" ના, મ્હે અભ્યાસ છોડી દીધો છે "

" એમ તે થાય કે ? બે મહિના પછી તમારી પરીક્ષા છે તમે અભ્યાસ પણ સારો કર્યો છે, છતા પરીક્ષા શા માટે ન આપો

" ના—ના, હવે મ્હારે ભણવુ નથી "

ચુનીલાલ ચુપ રહ્યો દેવદાસે ફરીથી પૂછ્યુ —" ક્યા જાઓ છો તે નહિ કહો કે ? તમારી સાથે હુ પણ આવીશ '

ચુનીલાલે દેવદાસના મુખ તરફ જોઇ કહ્યુ —" દેવદાસભાઈ! હુ કાંઈ સારી જગ્યાએ જતો નથી " દેવદાસે અતિ મૃદુસ્વરે કહ્યુ —"સારી કે ખોટીની પરવાહ નથી! ચુનીભાઇ! તમે મ્હને સાથે નહિ લઇ જાઓ કે ?"

" સાથે લઈ જઈ શકુ તેમ છુ, પરંતુ તમે ન આવો તો સારૂ "

"નહિ—નહિ, હું આવીશ જ જો એ જગ્યા સારી નહિ લાગે તો બીજી વખત નહિ આવુ, પરતુ જે સુખ માટે તમે આતુર રહો છો એ જોવાની મ્હારી મરજી છે ચુનીભાઇ! હુ જરૂર આવીશ

ચુનીલાલ મ્હોં ફેરવી હસ્યો તેણે પોતાના મનમા કહ્યું, "મ્હારી દશા હુ જ જાણુ છુ." પ્રકટમા તે બોલ્યો—"ઠીક છે, આવજો"

નમતા પહોરે ધર્મદાસ સરસામાન લઈ આવી પહોચ્યો દેવદાસને જોઇ રડી પડીને તે બોલ્યો—"દેવતા આજ ત્રણ ચાર દિવસથી બા રડયા જ કરે છે—"

"શા માટે?"

"કોઇને કાઈ કહ્યા વિના એકાએક કેમ ચાલ્યા આવ્યા?" પછી એક પત્ર બ્હાર કાઢી દેવદાસના હાથમા આપી ધર્મદાસે કહ્યુ—"બાએ આ કાગળ આપ્યો છે"

અદરની ખબર જાણવા માટે ચુનીલાલ ઉત્સુક ભાવથી બેસી રહ્યો છે દેવદાસે પત્ર વાચી મૂકી દીધો માતાએ ઘેર આવવા માટે આદેશ અનુરોધ કરી પત્ર લખ્યો હતો આખા ઘરમા કેવળ તે એકલીજ દેવદાસના ગુમ થવાનુ કારણ કાઇક અશે કલ્પી શકી હતી છુપી રીતે ધર્મદાસદ્વારા તેણે પુષ્કળ રૂપિયા મોકલી આપ્યા હતા ધર્મદાસે એ રૂપિયા દેવદાસના હાથમા આપી કહ્યુ—"દેવતા! ઘેર ચાલો"

"હુ આવવાનો નથી—તુ પાછો ચાલ્યો જા"

રાત્રે બન્ને બધુ સુસજ્જિત બની બ્હાર નીકળી પડયા દેવદાસની સાજસજ્જા કરવા તરફ અભિરૂચિ નહોતી, પરતુ ચુનીલાલના આગ્રહને સ્વીકારી તેને સારા કપડા લત્તા પહેરવા પડયા રાત્રે નવ વાગ્યે એક ભાડુતી ગાડી ચિત્પુર રોડ ઉપર આવેલા એક બે મજલાના મકાન પાસે જઇ ઉભી રહી ચુનીલાલે દેવદાસનો હાથ પકડી એ મકાનમા પ્રવેશ કર્યો ઘર ધણીઆણીનુ નામ ચદ્રમુખી હતુ—તેણે આવી આવકાર આપ્યો આ વખતે દેવદાસનું આખુ શરીર સળગી ઉઠયુ છેલ્લા કેટલાક દિવસથી પોતે પણ જાણી શકે નહિ એવી રીતે નારી દેહની છાયા ઉપર પણ

તેને કંટાળો ઉપજ્યો હતો આ પ્રકાર તે પોતે પણ જાણુતો નહોતો ચંદ્રમુખીને જોતાની સાથેજ અંતરમાં એકઠો થયેલો પુષ્કળ તિરસ્કાર દાવાનળની માફક હૃદયની અંદર સળગી ઉઠયો ચુનીલાલના મુખ તરફ જોઈ ભ્રુકુટી સંકુચિત કરી તેણે કહ્યું – "ચુનીભાઇ! તમે મ્હને આવા અધમ સ્થળે શા માટે લઈ આવ્યા?" તેનો તીવ્ર કંઠ તથા નેત્રોની દૃષ્ટિ જોઈ ચંદ્રમુખી અને ચુનીલાલ દિગ્મૂઢ બની ગયા બીજી ક્ષણેજ ચુનીલાલે આત્મ સંવરણ કરી દેવદાસનો એક હાથ પકડી કોમળ કંઠે કહ્યું –

"ચાલો–ચાલો, અંદર જઇને બેસીએ "

દેવદાસ બીજુ કાંઈ બોલ્યો નહિ ઘરમાં જઈ નીચે બિછાવેલી ગાદી ઉપર ચિંતાતુર ચિત્તે નીચું જોઈ તે બેઠો ચંદ્રમુખી ચુપકીદી ધારણ કરી થોડા અંતરે બેઠી દાસી ચાંદીનો હુક્કો ભરી લાવી. દેવદાસે હુક્કાને સ્પર્શ પણ કર્યો નહિ ચુનીલાલ મ્હોં ભારે કરી ચુપકીદીથી બેસી રહ્યો શું કરવું તે નહિ સૂઝવાથી દાસી ચંદ્રમુખીના હાથમાં હુક્કો આપી ચાલી ગઈ તેણે એક બે વખત દમ માર્યા એટલે તેના મુખ તરફ જોઈ અતિશય તિરસ્કારથી દેવદાસ બોલી ઉઠયો –"કેવી અસભ્યતા! કેવું ખરાબ દેખાય છે!"

અત્યાર પહેલાં ચંદ્રમુખીને કોઇએ કદાપિ વાતમાં હરાવી નહોતી તેને હતબુધ્ધિ બનાવવાનું કામ ઘણું કઠિન હતું, આમ છતાં આજે દેવદાસના આંતરિક તિરસ્કારના આ સરળ–કઠિન શબ્દો તેના હૃદયમાં તીરની માફક વાગ્યા બેએક વખત ગડ–ગડ અવાજ થયો પછી ચંદ્રમુખીના મ્હોંમાંથી ધુમાડો નીકળ્યો નહિ ચુનીલાલના હાથમાં હુક્કો આપી એક વખત તેણે દેવદાસના મુખ તરફ જોયું પછી ચુપકીદી પકડી બેસી રહી ત્રણે જણા ચુપ હતા કેવળ ગડ–ગડ કરતો હુક્કાનો અવાજ થતો હતો, પરંતુ એ અવાજમાં જાણે કે ભય ભરેલો હતો મિત્ર મંડળમાં તર્ક ચાલી એકાએક વિના કારણ કલહ થાય તથા પ્રત્યેક ચુપકીદીથી મનમાં રોષનું પોષણ કરે એવી સ્થિતિ આ ત્રણે વ્યક્તિની થઈ પડી હતી

ગમે તેમ હો, કોઇને આરામ જણાતો નહોતો ચુનીલાલ હુક્કો બાજુએ મૂકી નીચે ચાલ્યો ગયો. બીજું કોઇ કાર્ય નહિ

સૂઝવાથી તેણે એમ કર્યું હશે હવે એ સ્થળે બે જણ બેસી રહ્યા દેવદાસે મ્હો ઉચુ કરી પૂછ્યુ –"તમે રૂપિયા લ્યો છો કે ?"

તરત તો ચદ્રમુખી કાઈ ઉત્તર આપી શકી નહિ હમણા ચોવીસ વર્ષની તેની ઉમ્મર થઈ હતી છેલ્લા નવ દશ વર્ષમાં જૂદી જૂદી પ્રકૃતિના પુરૂષો સાથે તેનો ગાઢ પરિચય થયો હતો, પરતુ આવો આશ્ચર્યજનક પુરૂષ તેણે એક પણ જોયો નહોતો ગભરાતાં ગભરાતા તેણે કહ્યુ –"જ્યારે અહીં આપની ચરણ રજ પડી છે—

દેવદાસ ચદ્રમુખીનુ વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ બોલી ઉઠયો –"હુ ચરણરજની વાત કરતો નથી હું એમ પુછુ છુ કે, તમે રૂપિયા લ્યો છો ?"

"હા,–ના લઇએ તો અમારૂ ગુજરાન કેવી રીતે ચાલે ?"

"બસ બસ, એ બધુ સાભળવાની મ્હારી ઈચ્છા નથી" આમ કહી ખિસ્સામા હાથ નાખી એક નોટ બ્હાર કાઢી ચદ્રમુખીના હાથમા આપી તે ચાલ્યો જવાને તૈયાર થયો કેટલા રૂપિયાની નોટ હતી એ સુધ્ધાં તેણે જોયુ નહિ

ચદ્રમુખીએ નમ્ર ભાવથી કહ્યુ –"એટલી વારમા જ જશો ?'

દેવદાસ કાઈ બોલ્યો નહિ તે નીચે ઉતરી જવા લાગ્યો

રૂપિયા પાછા આપી દેવાની ચદ્રમુખીને એક વખત ઇચ્છા થઈ, પરતુ એક પ્રકારના તીવ્ર સકોચને લીધે તે એમ કરી શકી નહિ તેને થોડો ભય પણ લાગ્યો હોવો જોઇએ તે ઉપરાંત પુષ્કળ તિરસ્કાર, અપમાન અને દુખ સહન કરવાનો અભ્યાસ હોવાથી સ્થિરતાથી તે કઠેરો પકડી ઉભી રહી દેવદાસ દાદરનાં પગથીઆ ઉતરી નીચે ચાલ્યો ગયો

નીચે ચુનીલાલ સાથે તેની મુલાકાત થઈ આશ્ચર્ય પામી ચુનીલાલે પુછ્યુ –"દેવદાસ ! ક્યા જાઓ છો ?"

"લૉજમા"

"કેમ ?"

દેવદાસે કાઈ ઉત્તર આપ્યો નહિ એટલે ચુનીલાલે કહ્યુ – "ચાલો હુ પણ આવુ છુ"

દેવદાસે નજીક આવી તેનો હાથ પકડીને કહ્યુ –"ચાલો"

"સહજ ઉભા રહો એક વખત હુ ઉપર જઈ આવુ"

"ના, હુ જાઉ છુ, તમે પછી આવજો" કહી દેવદાસ ચાલ્યો ગયો

ચુનીલાલ ઉપર ગયો ત્યારે પણ ચદ્રમુખી દાદરનો કઠેરો પકડી સ્થિર ભાવથી ઉભી રહી હતી ચુનીલાલને જોઈ તેણે પુછ્યુ –"તમારા દોસ્ત ચાલ્યા ગયા કે?"

"હા"

ચદ્રમુખીએ હાથમાની નોટ બતાવી કહ્યુ –'આ જુઓ જો ડાહ્યા હો તો આ નોટ લઈ જાઓ તમારા દોસ્તને પાછી આપી દેજો"

ચુનીલાલે કહ્યુ –"તેમણે જ્યારે ઇચ્છાપુર્વક આપી છે ત્યારે પછી હુ શા માટે પાછી લઇ જાઉ?"

આટલા સમય પછી ચદ્રમુખી સહજ હસી શકી, પરતુ એ હાસ્યમા આનદ નહોતો તેણે કહ્યુ –"રાજી ખુશીથી તેઓ નોટ આપી ગયા નથી,—અમે રૂપિયા લઈએ છીએ તેથી ગુસ્સે ભરાઇ આપી ગયા છે ચુનીબાબુ! એ માણસ પાગલ છે કે?"

"ના છતા છેલ્લા થોડા દિવસથી તેનુ મન સ્થિર નથી"

"મન સ્થિર કેમ નથી એ જાણો છો કે?"

"ના કદાચ ઘેર કાઈ બન્યુ હશે"

"ત્યારે તમે શા માટે એમને અહી લઇ આવ્યા?"

"હુ નથી લઇ આવ્યો, એ પોતે જોર કરીને આવ્યા હતા"

આ વખતે ચદ્રમુખી ઘણુ આશ્ચર્ય પામી તેણે કહ્યુ – જોર કરીને આવ્યા હતા? બધુ જાણતા હોવા છતા?"

ચુનીલાલે કાઈ વિચાર કરી કહ્યુ –"હા-હા, એ બધુ જાણતા હતા, હુ કાઈ છેતરીને લઈ આવ્યો નહોતો"

ચદ્રમુખીએ થોડી ક્ષણ ચુપ રહ્યા પછી કાઈ વિચારીને કહ્યુ –"ચુનીબાબુ! તમે મ્હારૂ એક કામ કરશો?"

"શુ કામ ?"

"તમારા એ દોસ્ત ક્યા રહે છે ?"

"મ્હારી સાથે"

"ફરી એક દિવસે તમે એમને અહી લાવી શકશો ?"

"હુ નથી ધારતો કે, એ ફરીથી અહી આવે અત્યાર પહેલા આવા કોઈ સ્થળે તે આવ્યા નહોતા અને ભવિષ્યમાં નહિજ આવે તુ શા માટે એવી ઈચ્છા રાખે છે ?"

ચદ્રમુખીએ મ્લાન હાસ્ય કરી કહ્યુ—"ચુનીબાબુ ! કોઈ પણ રીતે છેતરી સમજાવીને ફરી એક વખત તેમને અત્રે લઈ આવજો"

ચુનીલાલ હસ્યો આખ ફરકાવી તેણે કહ્યુ—"તિરસ્કાર પ્રાપ્ત થતા પ્રેમ ઉપજ્યો છે કે ?"

ચદ્રમુખી હસી તેણે કહ્યુ—"જોયા સિવાય નોટ આપી ગયા છે એ જાણતા નથી કે !"

ચુનીલાલ ચદ્રમુખીને કાઇક અશે ઓળખી શક્યો હતો માથુ હલાવી તેણે કહ્યુ—"ના—ના, તુ ખોટુ બોલે છે ખરી વાત શી છે તે કહે ?"

ચદ્રમુખીએ કહ્યુ—"મ્હારા મનમાં માયા ઉપજી છે"

આ વાત ઉપર ચુનીલાલને વિશ્વાસ બેઠો નહિ હસીને તેણે પુછ્યુ—"ફક્ત પાચ મિનીટની અદર ?"

આ વખતે ચદ્રમુખી પણ હસવા લાગી તેણે કહ્યુ—'હા એમનુ મન ઠેકાણે હોય ત્યારે એક દિવસે તેડી લાવજો કેમ, તેડી લાવશોને ?"

"ચોકકસ કેવી રીતે કહુ !"

"તમને મ્હારા સમ છે"

"ઠીક છે બનતો પ્રયત્ન કરીશ"



# પ્રકરણ ૧૦ મું.



## નવવધુ કે નિપુણ ગૃહિણી ?

પાર્વતીએ જઇને જોયુ તો તેને તેના સ્વામીનુ મકાન ઘણુ મ્હોટુ જણાયુ એ મકાન નવી સાહેબી ફૅશનનુ નહિ પરતુ પુરાતન બાંધણીનુ હતુ બેઠકખાનુ, દફ્તરખાનુ, પૂજા ઘર, અત પુર, અતિથિ શાળા, દાસ દાસીઓ વગેરે જોઈ પાર્વતી અવાક્ બની ગઇ તેના સ્વામી ધનાઢ્ય જમીનદાર છે એમ તેણે સાભળ્યું હતુ, પણ તેની કલ્પનામા આટલુ બધુ આવ્યુ નહોતુ જો કોઇ વાતની ખોટ હોય તો તે કુટુબી માણસોની જ હતી સગા સબધીઓમા મુખ્યત્વે કરીને કોઇ નહોતુ એમ કહીએ તો ચાલી શકે વિશાળ અત પુરનો સવળો ભાગ શૂન્ય જેવો હતો પાર્વતી નવવધુ હોવા છતા એકદમ ગૃહિણી થઈ પડી. તેને ઘરમા વધાવી લેવા માટે એક ત્રરડી ફોઈ હતી તે ઉપરાત દાસ દાસીઓ સિવાય બીજુ કોઇ નહોતુ

સધ્યાકાળને થોડો વિલબ હતો એવામા વીસ વર્ષની ઉમ્મરના એક દેખાવડા નવ યુવકે પાર્વતી પાસે આવી પ્રણામ કરી નજીક ઉભા રહીને કહ્યુ -"બા ! હુ તમારો મ્હોટો દીકરો છુ "

પાર્વતીએ ઘુમટામાથી એક વખત તેના તરફ નજર કરી તે કાઈ બોલી નહિ નવયુવકે ફરી એક વખત પ્રણામ કરી કહ્યુ -"બા ! હુ તમારો મ્હોટો દીકરો તમને પાયે લાગુ છુ "

પાર્વતીએ લાબા ઘુમટાને કપાળ સુધી ઉચો કરી કહ્યુ - "આવ ભાઈ! આવ"

એ નવયુવકનુ નામ મહેન્દ્ર હતુ તે થોડી ક્ષણુ સુધી ચુપકીદી ધારણ કરી પાર્વતીના મુખ તરફ જોઇ રહ્યો ત્યાર પછી નજીક બેસી જઇ નમ્ર સ્વરે તેણે કહ્યુ -"આજકાલ કરતાં બે વર્ષથી અમે માતા ગૂમાવી બેઠા છીએ અમારા આ બે વર્ષ દુ:ખ શોકમા પસાર થયા છે બા ! અમે હવે સુખમાં રહી શકીએ એવો તમે અમને આશીર્વાદ આપો."

પાર્વતીએ સ્વાભાવિક કંઠે વાત કરવા માડી એકદમ ગૃહિણી થતા ઘણી વાતો જાણવાની તથા બોલવાની જરૂર પડે છે, આ વાત જો કે ઘણાને કાંઈક અસ્વાભાવિક લાગશે, પરંતુ જેઓ પાર્વતીને કાંઈક સારી રીતે સમજી શક્યા છે, તેઓ જોઇ શકશે કે, સ્થિતિના વિવિધ ફેરફારોએ પાર્વતીને તેની ઉમ્મર કરતા અત્યંત અધિક પરિપક્વ બનાવી દીધી હતી તે ઉપરાંત વિના કારણ શરમ રાખવી, સંકોચ રાખવો, એ તેના સ્વભાવથી વિરૂદ્ધ હતુ તેણે પુછ્યુ –"ભાઈ! મ્હારા બીજા બાળબચ્ચા ક્યા છે ?"

મહેન્દ્રે સહજ હસીને કહ્યુ –"એ હુ કહુ છુ તમારી મ્હોટી કન્યા–મ્હારી ન્હાની બ્હેન તેને સાસરે જ છે મ્હે પત્ર લખ્યો હતો પરંતુ યશોદા કોઇપણ રીતે આવી શકી નહિ"

પાર્વતીને દુ:ખ થયુ તેણે પુછ્યુ –"આવી શકી નહિ કે, જાણી જોઇને ન આવી ?"

મહેન્દ્રે શરમાઇને ઉત્તર આપ્યો —"બા! એ હુ જાણતો નથી"

આમ છતા તેની વાત તથા મુખના ભાવ ઉપરથી પાર્વતી સમજી ગઈ કે, યશોદા રીસે ભરાઇને જ આવી નહોતી તેણે પુછ્યુ —"અને મ્હારો ન્હાનો પુત્ર ?"

મહેન્દ્રે કહ્યુ —"એ હવે જલ્દી આવશે કલકત્તે છે, પરીક્ષા આપી તરત આવશે"

ભુવન મોહન પોતેજ જમીનદારનુ કાર્ય તપાસતા હતા તે ઉપરાંત હમ્મેશા સવારે શાલગ્રામ શિલાની પૂજા કરવી, વ્રત–નિયમ–ઉપવાસ કરવા, દેવમંદિર અને અતિથિશાળાના સાધુ સન્યાસીઓની પરિચર્યા કરવી—એ સઘળા કાર્યોમાંજ તેમનો રહેવારથી રાતના દશ અગીઆર વાગ્યા સુધીનો વખત વીતી જતો હતો ફરીથી લગ્ન કરેલુ હોવા છતા તેમનામા નવીન આહ્લાદ કે આનંદ દેખાતો નહોતો રાત્રે કોઈ દિવસે તેઓ અંતઃપુરમા જતા હતા તથા કોઇ દિવસે જતા નહોતા તેઓ અંતઃપુરમા કદાચ જતા ત્યારે ઘણી સામાન્ય વાત થતી હતી શય્યામા સૂઈ રહી, ઉશિકાને હાથમા દબાવી, આખો મીચી તેઓ એમ કહેતા હતા

કે, "હવે તુ જ ઘરની ગૃહિણી છે, તું બધું જોઇ તપાસી તને ઠીક લાગે તેમ———"

પાર્વતી મસ્તક હલાવી કહેતી –"વારૂ"

ભુવન બાબુ કહેતા હતા –"જો આ બાળબચ્ચાં ત્હારા જ હોઇ ત્હારે જ એમની———"

પતિની લજ્જા જોઇ પાર્વતીની આખના ખુણામા હાસ્ય પ્રકાશી નીકળતુ હતુ ભુવનબાબુ પણ સહજ હસીને કહેતા – "વળી જો, આ મહેન્દ્ર ત્હારો મ્હોટો દીકરો છે તેણે બી એ ની પરીક્ષા પાસ કરી છે તે એવો ડાહ્યો અને સમજુ છોકરો છે કે થોડો સ્નેહ જોવામા આવતા—"

પાર્વતી હાસ્ય રોકીને કહેતી —"હુ જાણુ છુ કે, એ મ્હારો મોટો દીકરો છે"

"ખરૂ છે, એના જેવો ડાહ્યો, સુલક્ષણો છોકરો ભાગ્યેજ કોઇએ જોયો હશે વળી યશોમતિ પુત્રી નહિ પણ સાક્ષાત પ્રતિમા છે! તે પણ જરૂર આવશે—આવ્યા વિના નહિ રહે! આ ઘરડા બાપને જોવા એ નહિ આવે કે? એ આવે એટલે એને—"

પાર્વતી નજીક જઇ મૃદુસ્વરે કહેતી —"તમે કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ યશોમતિને તેડી લાવવા હુ માણસો મોકલીશ—નહિ તો મહેન્દ્ર પોતે જશે"

"મહેન્દ્ર જશે? ઘણા દિવસથી મ્હે તેને જોઈ નથી—તુ માણસો મોકલીશ?"

"હા, જરૂર મોકલીશ મ્હારી કન્યાને હુ ન તેડી મગાવુ કે?"

અતરના ઉત્સાહથી વૃદ્ધ આ વખતે બેઠા થઇ જતા હતા બન્નેના સબધ ભૂલી જઈ પાર્વતીના માથા ઉપર હાથ મૂકી અશીર્વાદ આપતા તેઓ કહેતા કે, "ત્હારૂ ભલુ થશે હુ આશીર્વાદ આપુ છુ કે, તુ સુખી થઇશ ભગવાન્ તને દીર્ઘાયુ કરશે"

ત્યાર પછી જાણે કે વૃધ્ધને કોઈ વાત યાદ આવતી હતી ફરીથી શય્યામા સૂઈ જઈ મનમા ને મનમા તેઓ કહેતા કે, "એ મ્હોટી છોકરી છે તે તેની જનનીને ઘણુ વ્હાલી હતી—"

આ વખતે અર્ધ્ધપક્વ મુછની પાસેથી એક અશ્રુબિંદુ ઉશિકા ઉપર જઇ પડતુ હતુ પાર્વતી તેને લુછી નાખતી હતી કોઇ કોઇ વખતે વૃધ્ધ ધીમેથી કહેતા હતા કે, "અહા! તેઓ સહુ આવશે ફરીથી એક વખત ઘર બાર ભરાઇ જશે અહા! પહેલા કેવો ભરેલો સસાર હતો! એકાએક એક દિવસે બધણુ શૂન્ય થઈ ગયુ છોકરાઓ કલકત્તા ચાલ્યા ગયા, યશોમતિને તેના સસરા તેડી ગયા,—ત્યાર પછી બધુ અંધકારમય સ્મશાન જેવુ થઇ ગયુ—"

આ વખતે પાછુ મુછોની પાસેથી અશ્રુજળ સરી જઈ ઉશિકાને ભીંજવતુ હતુ પાર્વતી એ જળ લુછી નાખી દુખિત થઇને કહેતી હતી કે—"હજી મહેન્દ્રનો વિવાહ કેમ નથી કર્યો ?"

વૃધ્ધ કહેતા હતા—"મ્હેં ઘણી વખત મહેનત કરી જોઈ છે, પરતુ વિવાહ નહિ કરવાની જીદ એ છોડતો જ નથી તેથી જ આવી વૃધ્ધ ઉમ્મરે ઘર ખાવા ધાય છે"

આ વાત સાભળી પાર્વતીને ઘણુ દુખ થતુ હતુ. કરૂણુ સુરથી, હસવાનો ખોટો અભિનય કરી તે કહેતી હતી—"તમે વૃધ્ધ થયા છો અને હુ પણ જલ્દી વૃધ્ધ થઈ જઇશ સ્ત્રી જાતિને વૃધ્ધ થતા કયા વાર લાગે છે!"

જમીનદાર ઉઠી બેઠા થઈ ઘણા સમય સુધી પાર્વતીના મુખ તરફ જોઇ રહેતા હતા કારીગર જેવી રીતે મૂર્ત્તિને સુસજ્જિત કરી, તેને માથે મુકુટ પહેરાવી તેના તરફ ઘણા સમય સુધી જોયા કરે તથા જોતા જોતા કારીગરના મુખ ઉપર સ્નેહ પ્રકાશી નીકળે એવો જ ભાવ આ પ્રસગે જમીનદારનો જોવામાં આવતો હતો, કોઈ વખતે અસ્પષ્ટ સ્વરે તેમના મુખમાથી એવા શબ્દો બ્હાર નીકળી પડતા હતા કે, "આહ! મ્હે સારૂ કર્યું નથી—"

"શુ સારૂ કર્યું નથી ?"

"મ્હને લાગે છે કે, અહી તને ગમતુ નથી"

"બહુ ગમે છે એમા ગમવા ના ગમવા જેવુ શું છે ?"

જમીનદાર પુન સૂઇ જઇ જાણે મનમાં ને મનમા કહેતા

હતા કે, "એ હું સમજું છું ત્હારૂં ભલું થશે ભગવાન્ ત્હારી દેખરેખ રાખશે "

આવી રીતે લગભગ એક માસ પસાર થઈ ગયો વચ્ચે એક વખત નીલકંઠ કન્યાને તેડી જવા આવ્યો હતો, પરંતુ પાર્વતી પોતે જ પોતાની ઈચ્છાથી તેની સાથે ગઇ નહિ તેણે પિતાને કહ્યું —"હજી સંસારની વ્યવસ્થાનું કાંઇ ઠેકાણું પડયું નથી થોડા દિવસ પછી હું આવીશ "

કોઈ જાણે નહિ એવી રીતે નીલકંઠે મુખ ફેરવી હાસ્ય કર્યું ! પોતાના મન સાથે તેણે કહ્યું —"સ્ત્રી જાત આવીજ હોય છે !"

તે ચાલ્યો ગયો પાર્વતીએ મહેન્દ્રને બોલાવી કહ્યું — "ભાઈ ! મ્હારી યશોમતિ બ્હેનને એક વખત તેડી લાવ "

મહેન્દ્ર ગુંચવણમાં પડ્યો યશોદા કોઇ પણ રીતે નહિ આવે એ તે જાણતો હતો તેણે કહ્યું —"બાપા તેડવા જાય તો સારૂં "

"વાહ ! એ સારૂં દેખાય કે ? તે કરતાં તો ચાલ, આપણે માં દીકરો જઇ બ્હેનને તેડી લાવીએ "

મહેન્દ્રે આશ્ચર્ય પામી પૂછ્યું —"તમે આવશો ?"

"તેથી હરકત શી છે ભાઈ ? એમાં મ્હને શરમ નથી મ્હારા આવવાથી જો યશોદા આવે– તેનો ક્રોધ શાન્ત થાય તો પછી મ્હારે શા માટે ન આવવું ?"

છેવટે બીજે દિવસે મહેન્દ્ર એકલો જ યશોદાને તેડવા ગયો. ત્યાં તેણે શી ચતુરાઈ ચલાવી હતી એ અમે જાણતા નથી, પરંતુ ચાર દિવસ પછી તે યશોદાને સાથે લઈ ઘેર આવી પહોંચ્યો તે દિવસે પાર્વતીના આખા અંગ ઉપર કિંમતી નવા ઘરેણાં હતાં, ભુવન બાબુએ કલકત્તાથી જે સઘળા મૂલ્યવાન્ ઘરેણા પાર્વતી માટે મંગાવ્યા હતા તે બધાં આજે તેણે પહેર્યાં હતા રસ્તે આવતા આવતા યશોદાએ ક્રોધ તથા અભિમાનની ઘણી વાતો યાદ કરી હતી, પરંતુ નવી માતાને જોઇને તે અવાક્ બની ગઈ ક્રોધ દ્વેષની કોઈ પણ વાત તેને યાદ આવી નહિ.

પાર્વતી યશોદાનો હાથ પકડી તેને ઘરમાં લઇ ગઈ પછી

તેને પાસે બેસાડી હાથમાં પખો લઈ તે બોલી —"બ્હેન ! આ નવી મા ઉપર રીસે ભરાઈ છે કે ?"

શરમથી યશોદાનુ મ્હો લાલચોળ બની ગયુ પછી પાર્વતી પોતાના શરીરપરના ઘરેણા એકે એકે ઉતારી યશોદાના શરીર ઉપર પહેરાવવા લાગી યશોદાએ આશ્ચર્ય પામી કહ્યુ —"આ શુ કરો છો ?"

"કાઇ કરતી નથી તને શણગારવાની મ્હારી ઈચ્છા છે"

ઘરેણા પહેરવાનુ યશોદાને ખોટુ લાગ્યુ નહિ ઘરેણા પહેર્યા પછી તેના ઓષ્ઠાધર ઉપર હાસ્ય દેખાવા લાગ્યુ તેના સર્વાંગ ઉપર ઘરેણા પહેરાવી પાર્વતીએ કહ્યુ —"બ્હેન ! મ્હારા ઉપર રીસે ભરાઈ છે કે ?"

"ના—ના, રીસે શા માટે ભરાઉ ?"

"જો, આ ત્હારા પિતાનુ મકાન છે આટલા મ્હોટા ઘરમાં કેટલા દાસદાસીઓની જરૂર પડે એ તુ જાણે છે હુ પણ એક દાસી જ છુ તુચ્છ દાસ દાસી ઉપર તુ ક્રોધ કરે એ વ્યાજબી છે કે ?"

યશોદા ઉમ્મરે મ્હોટી હોવા છતા વાતચિત કરવામા ઘણી ન્હાની હતી તે વિહ્વળ બની ગઇ તેને વાયુ ઢોળતા ઢોળતા પાર્વતીએ કહ્યુ —'હુ દુખી સ્ત્રી છુ તમારી સહુની દયાથી મ્હને આ ઘરમા આશ્રય મળ્યો છે તમારે ત્યા ઘણા દીન દુખી અનાથ માણસોનુ પોષણ થાય છે, હુ પણ તેઓમાંની એક છુ જે આશ્રિત છે—"

યશોદા દિગ્મૂઢ બની સાભળતી હતી હવે તદ્દન ભાન ભૂલી પાર્વતીના ચરણોમા પ્રણામ કરી કહ્યુ —"મા ! હુ તમારે પગે પડુ છુ—"

પાર્વતીએ તેના હાથ પકડી લઇને કહ્યુ —"આવી રીતે પગે પડી મ્હને પાપમા ન નાખીશ "

બીજે દિવસે મહેન્દ્રે યશોદાને એકાતમા બોલાવી કહ્યુ — "કેમ, રીસ ઉતરી છે કે ?"

યશોદાએ મહેન્દ્રના મુખ ઉપર હાથ દાબી કહ્યુ —"ભાઇ !

રીસમાને રીસમા હુ જે કાઈ બોલી છુ એ માટે હવે મ્હને ઘણો ખેદ થાય છે જોજે, એ વાત બ્હાર ન આવે ”

મહેન્દ્ર હસવા લાગ્યો યશોદાએ કહ્યુ —“ ભાઈ! સાવકી મા આટલો બધો પ્રેમ રાખી શકતી હશે ?”

બે દિવસ પછી યશોદાએ પોતે પિતા પાસે જઇ કહ્યુ — “ બાપા! એમને કાગળ લખી નાખો બે મહિના સુધી હુ ત્યા જવાની નથી ”

ભુવન બાબુએ સહજ આશ્ચર્ય પામીને કહ્યુ —“ કાઈ કારણ ?”

યશોદાએ શરમાઇ જઇ મૃદુ હસીને કહ્યુ —“ મ્હારૂ શરીર જોઇએ એવુ સારૂ નથી હમણા થોડા દિવસ હુ મ્હારી બા પાસે રહીશ !”

આનદથી વૃદ્ધના નેત્રોમા અશ્રુજળ ભરાઈ આવ્યુ સધ્યા કાળે પાર્વતીને બોલાવી તેમણે કહ્યુ —“ ત્હે મ્હારો શરમમાથી છુટકારો કર્યો છે જીવતી રહે—સુખી રહે ”

પાર્વતીએ કહ્યુ —“ કેમ, શુ છે ?”

“ શુ છે એ હુ તને સમજાવી શકુ તેમ નથી હે નારાયણ ! આજે તમે મ્હને કેટલી બધી લજ્જા તથા આત્મગ્લાનિથી બચાવી લીધો !”

સધ્યાનો અધકાર હોવાથી સ્વામીની આખોમા કેટલુ બધુ જળ ભરાઇ આવ્યુ હતુ એ પાર્વતી જોઈ શકી નહિ

ભુવન બાબુનો ન્હાનો પુત્ર વિનોદલાલ પરીક્ષા આપી ઘેર આવ્યો તે પાછો ભણવાજ ન ગયો



## પ્રકરણ ૧૧ મુ.



### અધમતાના પ્રથમ પગથીએ.

ત્યાર પછી બે ત્રણ દિવસ દેવદાસ પાગલની માફક વિના કારણ રસ્તે રસ્તે રઝળ્યો ધર્મદાસ કાઈ કહેવા આવ્યો હતો તેને તેણે આખો ફેરવી ધમકાવ્યો તેની દશા જોઇ ચુનીલાલ

પણ તેને કાંઈ કહેવાનુ સાહસ કરી શકયો નહિ ધર્મદાસે રડતા રડતા કહ્યુ –"ચુનીબાબુ ! આમ કેમ થયુ ?"

ચુનીલાલ બોલ્યો –" શુ થયુ છે, ધર્મદાસ ?"

એક આંધળાએ બીજા આંધળાને રસ્તાની વાત પૂછી અંદરની ખબર બન્નેમાંથી કોઈ જાણતો નહોતો આંખો લુછતા લુછતા ધર્મદાસે કહ્યુ –"ચુનીબાબુ કોઈ પણ રીતે દેવતાને તેમના માતા પાસે મોકલો હવે જ્યારે ભણવાની ઈચ્છા નથી ત્યારે પછી અહીં રહીને શુ કરવાના છે ?"

વાત તદ્દન ખરી હતી ચુનીલાલ વિચાર કરવા લાગ્યો ચાર પાચ દિવસ પછી એક દિવસે બરાબર સંધ્યાકાળે ચુનીલાલ બ્હાર ફરવા જતો હતો એવામાં કોઈ સ્થળેથી દેવદાસ આવી પહોંચી તેનો હાથ પકડીને કહ્યુ " ચુનીબાબુ ! પેલી જગ્યાએ જાઓ છો કે ?"

ચુનીલાલે શરમાતા શરમાતા કહ્યુ –" હા જો ના કહેતા હો તો ન જાઉ "

" દેવદાસે કહ્યુ –" ના, હુ તમને જવાની ના પાડતો નથી પણ એક વાત કહો,—શી આશાથી તમે ત્યા જાઓ છો ?"

" બીજી શી આશા હોય ? વખત વીતાડવા જાઉ છુ "

" વખત વીતે છે ? મ્હારો વખત તો કોઈ પણ રીતે વીતતો નથી હુ પણ વખત વીતાડવા ઇચ્છુ છુ "

ચુનીલાલ થોડી ક્ષણ સુધી દેવદાસના મુખ તરફ જોઇ રહ્યા તે તેના મનનો ભાવ મુખ ઉપર વાચવાનો પ્રયત્ન કરતો હોય એમ લાગ્યુ પછી તેણે કહ્યુ –" દેવદાસ ! તમને શુ થયુ છે એ મ્હને કહી શકશો ?

" કાંઈ થયુ નથી "

" નહિ કહો કે ?"

" કહેવા જેવુ કાંઈ નથી "

ચુનીલાલ ઘણા સમય સુધી નીચુ જોઈ બેસી રહ્યા પછી તેણે કહ્યુ –" દેવદાસ ! તમે મ્હારી એક વાત માનશો ?

" શી ?"

"ફરી એક વખત તમારે મ્હારી સાથે એને ઘેર આવવું પડશે મ્હેં એને વચન આપ્યું છે"

"જે ઠેકાણે તે દિવસે ગયા હતા તે ઠેકાણે કે ?"

"હા—"

"ના, મ્હને એ ગમતું નથી"

"તમને ત્યાં ગમે એવી વ્યવસ્થા હું કરીશ"

દેવદાસે ચંચળ ભાવથી થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું –"ઠીક છે, ચાલો જઈએ"

* * * *

અધમતાનું એકી પગથીઉં નીચે ઉતારી ચુનીલાલ ક્યાંય ખસી ગયો હતો એકલો દેવદાસ ચંદ્રમુખીના ઘરમાં નીચે બેસી દારૂ પીતો હતો નજીક બેઠેલી ચંદ્રમુખીએ ભયભીત બની કહ્યું –"દેવદાસ હવે પીશો નહિ"

દેવદાસે દારૂનો ગ્લાસ નીચે મૂકી ભ્રુકુટી ચઢાવી પૂછ્યું –"શા માટે ન પીઉં ?"

"થોડા દિવસની ટેવ હોવાથી વિશેષ દારૂ તમે સહી શકશો નહિ"

"સહન કરીશ ધારી હું દારૂ પીતો નથી અહીં રહેવું છે તેથી જ દારૂ પીઉં છું"

આ વાત ચંદ્રમુખીએ ઘણી વખત સાંભળી હતી વચ્ચે વચ્ચે તેના મનમાં એમ થતું હતું કે, દિવાલ સાથે માથું અફાળી તે રકતગંગા થઈને મરે. તે દેવદાસને ચ્હાવા લાગી હતી દેવદાસે દારૂનો ગ્લાસ છૂટો ફેંક્યો કાચના પાયા સાથે અફળાતાં તેના કકડા થઈ ગયા પછી આડા પડી તકીઆ ઉપર શરીર નાખી જડિત કંઠે તે કહેવા લાગ્યો –"દુઃખને જરા જેટલી શક્તિ નહિ હોવાથી જ હું અહીં બેસી રહું છું,–ભાન કાયમ રહેતું નથી તથીજ હું ત્હારા મુખ તરફ જોઈ વાતચિત કરૂં છું ચંદ્ર—અ— લોય થોડી શુદ્ધિ રહેતી હોવાથી હું ત—તને સ્પર્શ કરી શકતો નથી મ્હને ઘણો તિરસ્કાર છૂટે છે"

ચંદ્રમુખી આંખો લુછી કહેવા લાગી –"દેવદાસ ! અહીં કેટલા બધા લોક આવે છે ? તેઓ કદાપિ દારૂને અડકતા પણ નથી."

દેવદાસ આંખો ફાડી ટટ્ટાર બેઠો થયો પણ ઝોકા ખાતા ખાતા આમ તેમ હાથ કરી કહેવા લાગ્યો –"દારૂને અડકતા નથી ! જો મ્હારી પાસે બંદુક હોત તો હું તેમને ગોળીથી ઠાર મારત ચંદ્રમુખી ! તેઓ સહુ મ્હારા કરતા વિશેષ પાપી છે"

થોડો સમય ચુપ રહી તે કાંઈ વિચારવા લાગ્યો ત્યાર પછી પાછું તેણે કહ્યું –"જો કે, હું દારૂ છોડવાનો નથી, આમ છતા જો કદાચ દારૂ છોડી દઇશ તો પછી કદાપિ અહીં આવીશ નહિ" વળી અલ્પ કાળ સુધી ચુપ રહી તે પાછો કહેવા લાગ્યો – "ઘણા દુ:ખને લીધે જ મ્હેં દારૂ પીવા માંડ્યો છે દારૂ અમારા દુ:ખનો—વિપત્તનો બંધુ છે ! હવે તને પણ છોડી શકું તેમ નથી !" આમ કહી દેવદાસ ઉશિકા ઉપર મ્હો ઘસવા લાગ્યો ચંદ્રમુખીએ ઝડપથી નજીક જઈ તેનું મ્હો પકડ્યું દેવદાસ ભ્રકુટી ચઢાવી બોલી ઉઠ્યો –"ના–ના, મ્હને અડકીશ નહિ હજી હું શુદ્ધિમા છું ચંદ્રમુખિ ! તું કાંઈ જાણતી નથી—કેવળ હું એટલો જ જાણું છું હું તમે ધિક્કારૂ છું હમ્મેશા ધિક્કારતો રહીશ આમ છતા હું અહીં આવીશ, બેસીશ અને વાતચીત કરીશ તે સિવાય બીજો કોઇ ઉપાય નથી એ બધું તમે ક્યાથી સમજી શકો ? હા–હા–હા —ચોકો પાપકાર્ય અંધકારમા કરે છે અને હું અહીં નશામા ચકચુર થઈ જાઉં છું–આવું યોગ્ય સ્થળ જગતમા બીજુ એકકે નથી ! વળી તમે——"

દેવદાસ દૃષ્ટિ સ્થિર કરી થોડા સમય સુધી ચંદ્રમુખીના ચિંતાતુર મુખ તરફ જોઈ રહી કહ્યું –"અહા ! સહિષ્ણુતાની પ્રતિમૂર્તિ ! સ્ત્રીઓ કેટલો તિરસ્કાર દુ:ખ, અપમાન, જુલ્મ અને ઉપદ્રવ સહન કરી શકે છે તેનું તમે જીવતુ ઉદાહરણ છો !"

પછી ગાદી ઉપર સુઇ જઇ ધીમે ધીમે તે કહેવા લાગ્યો – 'ચંદ્રમુખી કહે છે કે, તે મ્હને ચ્હાય છે મ્હારે એવો પ્રેમ નથી જોઇતો—નથી જોઇતો લોક નાટકમાં પાર્ટ ભજવે છે—મ્હો ઉપર પાઉડર તથા રંગ લગાવે છે–ચોર થાય છે–ભિક્ષા માગે છે–રાજા થાય છે, રાણી થાય છે–એકબીજાને ચ્હાય છે–પ્રેમની ઘણી વાતો કરે છે–ઘણું રડે છે–જાણે કે એ બધું ખરું જ છે મ્હારી ચંદ્રમુખી પણ નાટકનો પાર્ટ ભજવે છે

અને હું તે જોઉં છું, આમ છતા એ બહુ યાદ આવે છે-એક જ ક્ષણમા જાણે કે બધુ ઉલટી ગયુ તે ક્યાંય ચાલી ગઈ અને હુ બીજા રસ્તેજ નીકળી પડયો હવે જીવન પર્યંતના એક અભિનયનો આરભ થયો છે એક પૂરો નશાબાજ-અને બીજુ એક-ભલે ભલે, એમા ખોટુ શું છે! આશા ભરોસો નથી, સુખ નથી, ઈચ્છા નથી,—ભલે, એજ સારૂ છે!"

ત્યાર પછી દેવદાસ પાસુ ફેરવી કાઇ ગણગણવા લાગ્યો તે શુ બકતો હતો એ ચદ્રમુખી સમજી શકી નહિ અલ્પક્ષણમા જ દેવદાસ ઉંઘી ગયો પછી ચદ્રમુખી તેની તદ્દન નજીક જઇ એ ી પહેરેલી સાડીનો પાલવ ભીંજાવી દેવદાસનુ મુખ લુછી નાખી ભીજાયલુ ઓશિકુ તેણે બદલી નાખ્યુ પછી એક પખો લઈ દેવદાસને વાયુ ઢોળની ઘણા સમય સૂધી તે નીચુ જોઈ બેસી રહી એ વખતે રાતનો લગભગ એક વાગ્યો હતો દીપક બુઝાવી દ્વાર બધ કરી ચદ્રમુખી બીજા ખડમાં ચાલી ગઇ

::≡≡≡×

## પ્રકરણ ૧૨ મું.

— ० —

### પ્રતિજ્ઞા બધન.

દ્વિજદાસ અને દેવદાસ—બન્ને ભાઇ તથા ગામના ઘણાખરા માણસો જમીનદાર મહાશયના દેહનો સત્કાર કરી ઘેર પાછા ફર્યા દ્વિજદાસ મ્હોટેથી પોકાર કરી રડી રડીને પાગલ જેવો થઈ ગયો હતો-પાચ પાડોશીઓ તેને પકડી રાખી શકતા નહોતા દેવદાસ શાન્ત ભાવથી એક થાભલા પાસે બેસે હતો તેના મુખમા અવાજ નહોતો તથા આખોમા એક બિદુ જળ નહોતુ કોઈ તેને પકડતુ નહોતુ તથા સાત્વના આપવાનો પ્રયત્ન પણ કરેતુ નહોતુ મધુસૂદન નામનો એક માણુસ તેની પાસે જઈ કહેવા લાગ્યો —"કાઇ-બાબમા જે——"

દેવદાસે દ્વિજદાસ તરફ હાથ લબાની કહ્યુ —"ત્યા જાઓ"

મધુસૂદને અપ્રતિભ થઇ કહ્યુ —"ખરૂ છે, જુઓને કેટલો બધો શોક——"

આમ બોલતો બોલતો તે ચાલ્યો ગયો. બીજું કોઈ પાસે આવ્યુ નહિ. દ્વિપ્રહર વીતી ગયા પછી દેવદાસ અર્દ્ધ મુર્ચ્છિત માતાના ચરણો પાસે જઈ બેઠો. એ સ્થળે ઘણી સ્ત્રીઓ જમીનદારની વિધવા ગૃહિણીને ઘેરી લઈ બેઠી હતી. પાર્વતીની દાદી પણ આવી હતી. ભગ્ન કંઠે તેણે શોકાતુર વિધવાને સંબોધી કહ્યુ —"વહુ! જો, દેવદાસ આવ્યો છે."

દેવદાસે કહ્યુ —"બા."

તેણે કેવળ એક વખત દેવદાસ તરફ જોઈ કહ્યુ —'ભાઈ!' ત્યાર પછી મીચેલા નેત્રોના ખુણામાથી પુષ્કળ અશ્રુ વહેવા લાગ્યા. સ્ત્રી મંડળ ઉચ્ચ કંઠે રડી ઉઠયુ. દેવદાસે થોડી ક્ષણ સુધી માતાના ચરણમા મ્હો ઢાકી રાખ્યુ. પછી ધીમે ધીમે તે ઉઠીને પરલોકવાસી પિતાના શયનગૃહમા ગયો. તેની આખોમા જળ નહોતુ. તે ગંભીર તથા શાન્ત હતો. લાલચોળ આખોથી ફર્યું જોઈ તે નીચે બેસી પડયો. તેની હમણાની મૂર્ત્તિ જોતામા આવતા ભય ઉપજે તેમ હતુ. કપાળની બન્ને બાજૂએ ઉભય શિરા ઉપસી આવી હતી. તેનો દેહ તપાવેલા સોના જેવો મલિન થઈ ગયો હતો. કલકત્તાના જઘન્ય અત્યાચાર પછી ઘણી રાતોનો ઉજાગરો થયો હતો અને પછી પિતાનુ આજે મૃત્યુ થયુ હતુ. એક વર્ષ પૂર્વે જે કોઈએ તેને જોયો હતો તે હવે એકાએક તેને ઓળખી શકે તેમ નહોતુ. થોડા સમય પછી પાર્વતીની માતા ગોત્ર કરતી કરતી બારણા હડસેલી અંદર આવી બોલી — "દેવદાસ!"

"શુ છે કાકીમા?"

"ભાઈ! હવે આમ કરે તે ન ચાલે!"

દેવદાસે તેના મુખ તરફ જોઈ કહ્યુ —"કાકી, મ્હે શુ કર્યું છે?"

કાકી સમજતી હોવા છતા તેણે ઉત્તર આપ્યો નહિ. દેવદાસનુ માથુ ખોળામા ખેંચી લઈ તેણે કહ્યુ —"દેવતા—ભાઈ!"

"શુ છે?"

પાર્વતીની માતાએ વિશેષ જોરથી દેવદાસનુ માથુ પોતાના ખોળામા દબાવ્યુ. આ વખતે દેવદાસે નેત્રમાથી એક અશ્રુ બિંદુનો ત્યાગ કર્યો.

શોકાતુર કુટુંબના દિવસો પણ પસાર થાય છે યથા સમયે પ્રભાત થયું રડારોળ બંધ થઈ ગઈ દ્વિજદાસ સર્વાંશે સ્થિર થયો હતો તેની માતા પણ ઉઠી બેઠી થઇ હતી આંખો લુછતાં લુછતા તે કામકાજ કરતી હતી એ દિવસ પછી દ્વિજદાસે દેવદાસને બોલાવી કહ્યું —" દેવદાસ ! પિતાના શ્રાદ્ધ કાર્યમા કેટલી રકમ ખરચીશુ ?"

દેવદાસે વડિલ ભાઇના મુખ તરફ જોઇ કહ્યું —" તમને યોગ્ય લાગે એટલી "

" ના ભાઈ ! હવે મ્હારા એકલાના મત પ્રમાણે કાંઈ થઈ શકે નહિ તુ મ્હોટો થયો છે, ત્હારો મત જાણવાની જરૂર છે "

દેવદાસે કહ્યું —" રોકડ સિલ્લક કેટલી છે ?"

" બાપાની સિલ્લકમા દોઢ લાખ રૂપિયા જમા છે મ્હારા મત પ્રમાણે દશેક હજાર રૂપિયા ખરચીશુ તો બસ છે તુ શુ કહે છે ?"

" મ્હને કેટલી રકમ મળશે ?"

દ્વિજદાસે સહજ વિચારમા પડી જઇ કહ્યું —" અડધી રકમ તને મળશે દશ હજાર રૂપિયા ખરચ્યાતા ત્હારા સીત્તેર હજાર અને મ્હારા સીત્તેર હજાર રહેશે

" બાને શુ મળશે ?"

" બા રોકડા રૂપિયાને શુ કરશે ? એ તો ઘરનાં માલિક છે—આપણે એનુ પ્રતિપાલન કરીશુ "

દેવદાસે કાઇ વિચાર કરીને કહ્યું —" મ્હારો મત એવો છે કે, તમારા ભાગના પાંચ હજાર અને મ્હારા ભાગના પચીસ હજાર રૂપિયા મળી કુલ ત્રીસ હજાર રૂપિયા શ્રાધ્ધ ક્રિયામા ખરચો મ્હારા બાકી જે પચાસ હજાર રૂપિયા રહેશે તેમાથી પચીસ હજાર હુ લઈશ અને બાકીના પચીસ હજાર રૂપિયા બાના નામ ઉપર જમા રહેશે આપને કેમ લાગે છે ?"

પ્રથમ તો દ્વિજદાસ જાણે કે, શરમાયો પછી તેણે કહ્યું — "મોટી વાત છે મ્હારી સ્થિતિ તો તુ જુએ છે, મ્હારે સ્ત્રી, પુત્ર કન્યા વગેરે છે તેમને પરણાવવાનુ ખરચ હજી હવે કર-

વાનું છે તુ કહે છે તે પ્રમાણે કરવુ જ સારૂ છે" થોડો સમય ચુપ રહ્યા પછી પાછુ તેણે કહ્યુ —"જે વાત થઈ છે ને પ્રમાણે લેખી કરાર—"

"લેખી કરારની શી જરૂર છે ? એમ કરવાથી સારૂ નહિ દેખાય ખરચપત્ર ગુપ્ત રીતે થાય એવી જ મ્હારી ઈચ્છા છે"

"એ ખરૂ, પણ ભાઇ ! તુ જાણે છે કે—"

"ઠીક, હુ કબૂલત લખી આપુ છુ" તે દિવસે જ દેવદાસે લેખી કબૂલત કરી આપી

બીજે દિવસે બપોર પછી દેવદાસ નીચે ઉતરતો હતો એવામા દાદરની નજીક પાર્વતીને જોઈ તે ચમકી ઉભો રહ્યો પાર્વતી દેવદાસના મુખ તરફ જોઈ રહી હતી—જાણે કે ઓળખતાં તેને ક્લેશ થતો હતો દેવદાસે ગભીર શાન્ત મુખે નજીક જઈ કહ્યુ —"પાર્વતિ ! ક્યારે આવી ?"

એ જ કઠ સ્વર હતો ! આજે ત્રણ વર્ષ પછી બન્નેની મુલાકાત થઈ હતી નીચુ જોઇ રહેલી પાર્વતીએ કહ્યુ —"આજે મ્હવારે આવી છુ"

"ઘણા દિવસથી જોઈ નહોતી ખુશીમા હતીને ?"

પાર્વતીએ મસ્તક હલાવ્યુ

"ચૌધુરી મહાશય સારા છે ? બાળબચ્ચા ખુશીમા છે ?"

"બધા ખુશીમા છે" પાર્વતીએ એક વખત દેવદાસના મ્હો તરફ જોયુ, પરતુ તે તેને કુશળ સમાચાર પુછી શકી નહિ, દેવદાસની પ્રકૃતિ કેવી છે, તે શુ કરે છે એનો કોઇ પણ પ્રશ્ન પૂછવાનુ હવે જાણે કે તેને ઉચિત લાગતુ નહોતુ !

દેવદાસે કહ્યુ—"હવે થોડા દિવસ રહીશને ?"

"હા"

"ઠીક ત્યારે" કહી દેવદાસ બ્હાર ચાલ્યો ગયો

*　　*　　*　　*

શ્રાદ્ધ સપન્ન થઇ ગયુ હતુ એ વાત કહેવા જતા ઘણી હકીકત લખવી પડે તેમ હોવાથી તેનુ પ્રયોજન નથી શ્રાદ્ધને બીજે દિવસે પાર્વતીએ ધર્મદાસને એકાંતમા બોલાવી, તેના હાથમા એક સોનાનો હાર આપી કહ્યુ -"ધર્મદાસ ! આ તમે તમારી કન્યાને પહેરવા આપજો."

ધર્મદાસે પાર્વતીના મુખ તરફ જોઈ પોતાના આર્દ્ર નેત્રોને વિશેષ આર્દ્ર કરી કહ્યુ –" અહા ! ઘણા દિવસથી તને જોઈ નહોતી બ્હેન ! બધી ખબર સારી છે ને ?"

"હા"

"તમારાં બાળબચ્ચાં ખુશીમા છે ?"

"હા"

"તમે સારા છો ને ?"

આ વખતે અંતરના ઊંડાણુમાંથી એક નિશ્વાસ મૂકી ધર્મદાસ કહ્યુ –" બ્હેન ! મ્હારી વાત ના પૂછીશ જમીનદાર મહાશયના દેવલોકવાસ પછી આ સ્થળ છોડી જવાનો મ્હને ઇચ્છા થાય છે—" ધર્મદાસ શોકના આવેગથી ઘણી હકીકત કહેત, પરંતુ પાર્વતીએ તેને આગળ બોલતો અટકાવ્યો. એ 'સઘળી' ખબર સાંભળવાને માટે તેણે હાર આપ્યો નહોતો. પાર્વતી બોલી ઉઠી.–" ધર્મદાસ ! તમે આ શુ બોલો છો ? તમે ચાલ્યા જશો તો પછી દેવભાઈની સંભાળ કોણ રાખશે ?"

ધર્મદાસે કપાળ ઉપર હાથ પછાડી કહ્યુ –" ન્હાનાં હતા ત્યાં સુધી મ્હે દેખરેખ રાખી છે હવે દેખરેખ ના રાખવી પડે એજ મ્હારે માટે ઉત્તમ છે"

પાર્વતીએ ધર્મદાસની તદ્દન નજીક જઇ કહ્યુ –" ધર્મદાસ ! મ્હને એક વાતનો ખરો ઉત્તર આપશો ?"

"શા માટે ન આપુ ?"

"ત્યારે ખરુ કહો જોઇએ, દેવભાઈ હમણા શુ કરે છે ?"

"શુ કરવાના હતા ? મ્હારૂ કપાળ !"

"ધર્મદાસ ! ચોખ્ખી વાત કહો"

ધર્મદાસે ફરીથી કપાળ ઉપર હાથ પછાડી કહ્યુ —" શી ચોખ્ખી વાત કહુ ? એ કહેવા જેવી વાત નથી હવે બાપ નથી, દેવદાસના હાથમા પુષ્કળ રૂપિયા આવ્યા છે, હવે જે નહિ થાય તે ઓછુ !"

પાર્વતીનુ મ્હો વણ લેવાઇ ગયુ આભાસ વગેરેથી તેણે કેટલીક હકીકત સાંભળી હતી. શુષ્ક મુખે તેણે કહ્યુ —" ધર્મ

દાસ! તમે શુ કહો છો?" મનોરમાના પત્રથી પાર્વતીના જાણવામા જે હકીકત આવી હતી તે ઉપર એ વિશ્વાસ મૂકી શકી નહોતી ધર્મદાસ માથુ હલાવી કહ્યુ —"નહિ ખાવુ નહિ ઉંઘવુ, ફક્ત દારૂથી ભરેલી બાટલીઓ ખાલી કરે છે ત્રણ ત્રણ ચાર ચાર દિવસ સુધી મરજી ફાવે ત્યા પડી રહે છે—પત્તાય લાગતો નથી પુષ્કળ રૂપિઆ ઉડાવી દીધા છે પેલીને હજારો રૂપિયાના ઘરેણા લઈ આપ્યાની વાત પણ સભળાય છે!"

પાર્વતીનુ શરીર પગથી માથા સુધી કપી ઉઠ્યુ તેણે કહ્યુ—"ધર્મદાસ! આ સઘળુ ખરુ છે કે?"

ધર્મદાસ કહેવા લાગ્યો—"કદાચ ત્હારૂ કહેવુ સાભળશે તુ એમને ખોટે રસ્તે ચાલવાની મના કરી દે! શરીર કેવુ હતુ ને કેવુ થઈ ગયુ! શરીર કેટલો જુલ્મ સહન કરી શકે? આ વાત હુ કહુ પણ કોને? મા, બાપ, ભાઈ—વગેરેને આ વાત કહેવાય એવી નથી" ધર્મદાસ કપાળ ઉપર ઉપરાઉપરી હાથ ઠોકી બોલી ઉઠ્યો—"માથુ પછાડી મરવાની ઇચ્છા થાય છે, હવે જીવતા રહેવાની મરજી નથી"

પાર્વતી ચાલી ગઈ જમીનદાર નારાયણ બાબુના મરણના સમાચાર સાભળી તે દોડી આવી હતી આવા સકટ સમયે એક વખત દેવદાસ પાસે જવુ તેણે ઉચિત ધાર્યુ હતુ, પરતુ તેનો વ્હાલો દેવભાઈ છેવટે આવો નિવડયો! પાર્વતીને અનેક વાતો યાદ આવવા લાગી તેણે તેના દેવભાઈને જેટલો ધિક્કાર્યો તેના કરતા પોતાની જાતને હજારગણી વિશેષ ધિક્કારી હજારો વખત તેને એવો વિચાર આવ્યો કે, જો તે હાજર હોત તો આવુ બનત કે? શરૂઆતમાજ પોતાને હાથે તેણે પોતાના પગ ઉપર કુહાડો માર્યો હતો એ કુહાડો હવે તેના મસ્તકપર વાગ્યો તેના દેવભાઇ, આમ થઈ જાય છે,—આવી રીતે વિનાશને માર્ગે આગળ વધે છે ને તે બીજાના સસારને સુધારવામા ગુથાઈ રહી છે! બીજાને પોતાના ગણી તે અન્નદાન કરે છે અને તેનુ સર્વસ્વ આજે ધૂળ મળી જાય છે! આ દેવદાસના ચરણોમા માથુ પછાડી મરવાનો પાર્વતીએ પ્રતિજ્ઞા કરી!

સધ્યાકાળને થોડો વિલબ હતો એવામા પાર્વતીએ દેવદાસના



હવે જો કલંક મૂકું તો !

(પૃષ્ઠ ૭૩)



મહેન્દ્ર—બા, આ તુ કેવી વહુ લાની?

( પૃષ્ઠ ૯૨ )

બાઇના સ્વભાવ ત્હારાથી અજાણ્યો નથી કહે જોઈએ કે, આની દેખરેખ કોણ કરશે? કોની વ્યવસ્થા કરું! વળી મ્હારું પણ શું થશે એ હું સમજી શકતો નથી જો તું હોત તો નિશ્ચિંત થઈ, બધું ત્હારા હાથમાં આપી દઈ—"

પાર્વતી ડુસકાં ખાવા લાગી દેવદાસે કહ્યું —"રડે છે કે? જો ત્યારે હવે હું કાંઈ ક્હેતો નથી"

પાર્વતીએ આંખો લુછતાં લુછતાં કહ્યું —"ના, કહો"

દેવદાસે ક્ષણમાત્રમાં જ કંઠસ્વરને સ્વચ્છ કરી કહ્યું —"પાર્વતી, તું ચતુર ગૃહિણી થઈ છે, ખરું?"

પાર્વતીએ અલક્ષ્યભાવથી અધરને દંશ કર્યો મનમાં જ તેણે કહ્યું —"ધૂળ પડો ગૃહિણીપણામાં વાસી ફૂલ દેવસેવાના ઉપયોગમાં આવે કે?"

દેવદાસ હસી પડ્યા બોલ્યા તે બોલ્યો —"મ્હને બહુ હસવું આવે છે! તું બહુ ન્હાની હતી અને જોતજોતામાં કેટલી મ્હોટી થઈ ગઈ! મ્હોટું ઘર, મ્હોટી જમીનદારી, મ્હોટાં છૈયાં છોકરાં અને ચૌધરી મહાશય બધું મ્હોટું જ મ્હોટું! કેમ પારુ?"

ચૌધરી મહાશય પાર્વતી માટે આનંદની વસ્તુ હતા તેમનું સ્મરણ થતાં તેને હસવું આવતું હતું આટલા દુ:ખમાં પણ તેને હસવું આવ્યું દેવદાસે કૃત્રિમ ગંભીરતાથી કહ્યું —"તું મ્હારૂં એક કામ કરીશ?"

પાર્વતીએ મુખ ઉંચું કરી પૂછ્યું —"શું?"

"કોઈ સારી છોકરી ત્હારા ધ્યાનમાં છે?"

"સારી છોકરી? શું કરવું છે?"

"જો સારી છોકરી મળી આવે તો વિવાહ કરું એક વખત સંસારી થવાની ઇચ્છા થાય છે"

પાર્વતીએ ગંભીર ભાવથી કહ્યું —"બહુ ખૂબસૂરત હોવી જોઈએ, કેમ?"

"હા ત્હારા જેવી જ"

"અને બહુ ગુણિયલ, કેમ?"

"ના, ગુણિયલ તો નહિ પરંતુ જુલમી જોઈએ ત્હારી માફક મ્હારી સાથે તકરાર કરી શકે એવી જોઈએ"

પાર્વતીએ મનમાં ને મનમાં કહ્યુ –"દેવદાસ ! એ તો કોઈ કરી શકશે નહિ, કારણ કે, તેણે મ્હારી માફક ચ્હાઈ શકવુ જોઈએ" મુખેથી તેણે કહ્યુ, "બલ્કે મ્હારુ મ્હો મ્હારા જેવી હજારો તમારા ચરણોમા આશ્રય મળતા પોતાને ધન્ય થયેલી સમજી શકે તેમ છે"

દેવદાસે કૌતુક કરી હસીને કહ્યુ –"બ્હેન ! હ નણુ એક આપીશ તો બસ છે"

"દેવદાસભાઇ ! ખરુ કહો, તમે વિવાહ કરશો ?"

"કહુ છુ તો ખરો કે, કરીશ"

ફક્ત તે સાથે તેણે એમ ના કહ્યું કે, તેના (પાર્વતીના) સિવાય બીજી કોઈ સ્ત્રીનામા આ જીવનમા તેની પ્રવૃત્તિ થશે નહિ

"દેવભાઈ ! એક વાત કહુ ?"

"શી વાત ?"

પાર્વતીએ પોતાને સહજ સભાળીને કહ્યુ –"તમે શા માટે દારૂ પીતા શીખ્યા ?"

દેવદાસે હસીને કહ્યુ –"કોઈ વસ્તુ ખાતા પીતા શીખવુ પડે તેમ છે કે ?"

"એમ નથી તમે શા માટે ટેવ પાડી ?"

"કોણે કહ્યુ ? ધર્મદાસે કે ?"

"ગમે તેણે કહ્યુ હોય, વાત ખરી છે ?"

દેવદાસે પ્રતારણા કરી નહિ તે બોલ્યો –"કાઈક ખરી છે !"

પાર્વતીએ થોડા સમય સુધી ચુપ બેસી રહ્યા પછી પુછ્યુ – "કેટલા હજાર રૂપિયાના ઘરેણા લઈ આવ્યા છે ?"

દેવદાસે કહ્યુ –"આણ્યા નથી, ઘડાવી રાખ્યા છે તુ લઈશ ?"

પાર્વતીએ હાથ લબાવી કહ્યુ –"લાવો, આ જુઓ, મ્હારી પાસે એક પણ ઘરેણુ નથી"

"ચૌધુરી મહાશયે તને નથી આપ્યા ?"

"આપ્યા હતાં એ બધા ઘરેણા મ્હે તેમની મ્હોટી છોકરીને આપી દીધા છે"

"તને જરૂર નહિ હોય, કેમ ?"

પાર્વતીએ માથુ હલાવી નીચુ જોયુ ખરેખર, આ વખતે

દેવદાસના નેત્રોમા જળ ભરાઇ આવતુ હતુ સામાન્ય દુ ખથી સ્ત્રી પોતાના ઘરેણા કોઇને આપી દેતી નથી એમ તે પોતાના મનમા સમજી શકયો હતો ! અશ્રુજળને અટકાવી મૃદુ સ્વરે તેણે કહ્યુ – ' પારુ ! એ વાત ખોટી છે કોઇ પણ સ્ત્રીને હુ ચ્હાતો નથી તથા કોઇને પણ મ્હે ઘરેણા લઈ આપ્યાં નથી "

પાર્વતીએ ગાઢ નિશ્વાસ મુકી મનમા ને મનમા કહ્યુ – ' હુ આ વાત સાચી માનુ છુ "

ઘણા સમય સુધી બન્ને જણા ચુપ રહ્યા ત્યાર પછી પાર્વતી એ કહ્યુ –" પરતુ ફરીથી દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા કરો '

' એ મ્હારાથી નહિ બની શકે મ્હને એક પણ વખત યાદ નહિ કરવાની તુ પ્રતિજ્ઞા કરી શકે છે ?"

પાર્વતી ચુપ રહી આ સમયે બ્હાર સધ્યાનો શખધ્વનિ થયો દેવદાસે ચમકી ઉઠી બારીમાથી બ્હાર જોઇ કહ્યુ –" સધ્યા થઇ પારુ ! હવે તુ ઘેર જા "

" હુ નહિ જાઉં તમે પ્રતિજ્ઞા કરો "

" હુ પ્રતિજ્ઞા નથી કરી શકતો "

" કારણ ?"

" બધા માણસો બધા કામ કરી શકે છે કે ?'

' ધારે તો જરૂર કરી શકે "

" તુ આજે રાત્રે મ્હારી સાથે છુપી રીતે પલાયન કરી શકે કે ?"

પાર્વતીનુ હૃદય જાણે કે બધ પડી ગયુ તે જાણે નહિ એવી રીતે તેના મુખમાથી અસ્પષ્ટ શબ્દો નીકળી પડયા "એમ તે બને કે?"

દેવદાસે બિછાના ઉપર સહજ બમતા બેઠી કહ્યુ – પાર્વતિ ! બારણા ઉઘાડી નાખ "

પાર્વતીએ બારણાસામે જઇ તેને અઢેલીને કહ્યુ –" પ્રતિજ્ઞા કરો "

દેવદાસ ઉભો થઇ ધીમેથી કહેવા લાગ્યો –" પાર્વતિ ! આ કારે પ્રતિજ્ઞા કરાવવાથી શો લાભ છે ? આજની પ્રતિજ્ઞા કાલ કાયે રહેશે નહિ –તુ મ્હને સત્યવાદી કરવા ઇચ્છે છે ?"

પાછી ઘણી ક્ષણ ચુપકીદીમાં પસાર થઇ ગઇ એવામા કોઇ એક સ્થળે વડીઆળમા ટગ કરતા નવ વાગી ગયા દેવદાસ

વ્યાકુળ બની ગયો તેણે કહ્યુ –"પારૂ ! બારણા ઉઘાડી નાખ"

પાર્વતી ચુપ જ રહી.

"ઓ પારૂ !"

'હુ કોઈ પણ રીતે જવાની નથી" કહી પાર્વતી એક્ દ દુઃખ આવેગથી ત્યા જ બેસી પડી ઘણા સમય સુધી તેણે હૃદય ભેદક વિલાપ કર્યો હમણા એ ખડમા ગાઢ અધકાર હતો–કાઈ જોઈ શકાતુ નહોતુ પાર્વતી નીચે બેસી પુષ્કળ રડે છે એવુ દેવદાસ અનુમાનથી સમજી શકયો ધીમેથી તેણે કહ્યુ –" પારૂ !"

પાર્વતીએ રડતા રડતા કહ્યુ –" દેવભાઈ ! મ્હારા દુઃખનો પાર નથી"

દેવદાસ નજીક આવ્યો તેના નેત્રોમા જળ હોવા છતા કઠ વિકૃત થયો નહોતો તે બોલ્યો –" તુ એમ ધારે છે કે હુ એ નથી જાણતો ?"

" દેવભાઈ ! હુ મરી જાઉ છુ મ્હારી આ જન્મની લાલસા હોવા છતા હુ તમારી સેવા કરી શકી નથી"

અધકારમા આખો લુછી દેવદાસે કહ્યુ –" હજી એને માટે પણ વખત છે"

"ત્યારે મ્હારે ત્યા ચાલો અહી તમારી સભાળ રાખનાર કોઈ નથી !"

" ત્હારે ઘેર આવુ તો તુ બહુ ચાકરી કરીશ ?'

" બાલ્યાવસ્થાની મ્હારી એ જ ઇચ્છા છે ! હે સ્વર્ગના દેવતા ! મ્હારી આટલી ઈચ્છા પૂર્ણ કરો ! પછીથી મરીશ તો પણ મ્હને દુઃખ નથી"

આ વખતે દેવદાસની આખોમા પણ જળ ભરાઈ આવ્યુ

પાર્વતીએ ફરીથી કહ્યુ –' દેવભાઈ ! મ્હારે ઘેર ચાલો"

દેવદાસે આખો લુછી કહ્યુ –" ઠીક છે, આવીશ"

" મ્હારે ગળે હાથ મૂકીને કહો કે, આવીશ ?"

દેવદાસે અનુમાનથી પાર્વતીના ચરણને સ્પર્શ કરી કહ્યુ – 'આ વાત કદાપિ નહિ ભુલુ મ્હારી સેવા કરવાથી ત્હારુ દુઃખ દૂર થાય તેમ છે તો હુ જરૂર આવીશ મૃત્યુ થતા પહેલા પણ આ વાત મ્હને યાદ હેશે"



# પ્રકરણ ૧૩ મું

—:o—

## દેવદાસ અને ચંદ્રમુખી

પિતાનું મૃત્યુ થયા પછી છ માસ સુધી ઘેર રહી દેવદાસ ઘણો કંટાળી ગયો સુખ નહોતું, શાન્તિ નહોતી, કેવળ એક માર્ગી જીવન હતું તે ઉપરાંત પાર્વતીની ચિંતા તેના અંતર માંથી દૂર ખસતી નહોતી આજકાલ હરેક કાર્યમાં તે યાદ આવતી હતી વળી વડિલ ભાઇ દ્વિજદાસ અને પતિવ્રતા ભાભીએ દેવદાસની હૃદયજ્વાળા ઘણી વધારી દીધી

ગૃહિણીની સ્થિતિ પણ દેવદાસના જેવી જ હતી પતિના મૃત્યુની સાથે સાથે જ તેના સકળ સુખનો અંત આવ્યો હતો વરની પરાધીનતા હવે તેને માટે અસહ્ય થઈ પડી હતી છેલ્લા કેટલાક દિવસથી તે કાશી જઈને રહેવાનો સંકલ્પ કરતી હતી કેવળ દેવદાસનો વિવાહ કર્યા સિવાય તે જઇ શકતી નહોતી તે એમજ કહ્યા કરતી હતી કે, 'દેવદાસ! તું વિવાહ કર તને સંસારી થયેલો જોઇને હું જાઉં' પરંતુ એ કેવી રીતે બને? એક રીતે અશૌચ સ્થિતિ હતી અને હજી મનને ગમે એવી વહૂ શોધી કાઢવાની હતી તેથી જ હવે વચ્ચે વચ્ચે ગૃહિણીને એવો અફસોસ થતો હતો કે, જો પાર્વતી સાથે વિવાહ કરી નાખ્યો હોત તો સારું એક દિવસે તેણે દેવદાસને બોલાવી કહ્યું —"દેવદાસ! હવે તો હું વેઠી શકતી નથી થોડા દિવસ કાશી જઇએ તો સારૂં"

દેવદાસની પણ એવી જ ઇચ્છા હતી તેણે કહ્યું —"મ્હારી પણ એવી જ ઇચ્છા છે છ માસ પછી પાછા આવશો એટલે બધું થઇ રહેશે"

"હા ભાઇ! એમજ કર છ મહિના પછી અત્રે આવી તેમનું કારજ પરવારી ત્હારો વિવાહ કરી તને સંસારી થયેલો જોયા પછી હમ્મેશાને માટે હું કાશી જઇ રહીશ"

દેવદાસ થોડા માસ માટે માતાને કાશીમાં રાખી કલકત્તા ઉપસ્થિત થયો કલકત્તે જઇ ત્રણ ચાર દિવસ સુધી તેણે ચુની-

લાલની શોધ કરી ચુનીલાલનો પતો લાગ્યો નહિ રહેઠાણ બદલી બીજે સ્થળે તે ચાલ્યો ગયો હતો એક દિવસે સંધ્યા સમયે દેવદાસે ચંદ્રમુખીની વાત યાદ કરી આટલા દિવસ સુધી તેણે તેને બિલકુલ યાદ કરી નહોતી દેવદાસ જાણે કે થોડો લજ્જિત થયો સંધ્યાકાળ પછી ગાડી ભાડે કરી ચંદ્રમુખીને ઘેર જઈ પહોંચ્યો ઘણી હાકો માર્યા પછી અંદરથી જ કોઈ સ્ત્રીએ ઉત્તર આપ્યો —"અહીં નહિ" સ્હામે એક ગ્યાસ પોષ્ટ હતો દેવદાસે તેની નજીક ખસી જઈ કહ્યું —"એ ક્યાં ગઈ છે તે કહી શકશો ?" ઉપરથી બારી ઉઘાડી એ સ્ત્રીએ થોડા સમય સુધી દેવદાસ તરફ જોઈ રહી કહ્યું —"તમે દેવદાસ છો કે ?"

"હા"

"ઉભા રહો —બારણાં ઉઘાડું છું" બારણાં ઉઘાડીને તેણે કહ્યું —'આવો —" એ કંઠસ્વર જાણે કે પરિચિત હતો આમ છતાં દેવદાસ એને બરાબર ઓળખી શક્યો નહિ ત્યાં થોડો અંધકાર પણ છવાયલો હતો

સંદેહને લીધે દેવદાસે કહ્યું —"ચંદ્રમુખી ક્યાં રહે છે એ કહી શકશો કે ?"

એ સ્ત્રીએ મૃદુ હાસ્ય કરી કહ્યું —"હા, ઉપર ચાલો"

આ વખતે એ સ્ત્રીને ઓળખી જઈ દેવદાસે કહ્યું —"હે ! તું જ છે કે ?"

"હા, હું જ છું દેવદાસ ! મ્હને છેક ભૂલી ગયા હતા કે ?"

ઉપર જઈને દેવદાસે જોયું કે, ચંદ્રમુખીએ પહેરેલું વસ્ત્ર મલિન હતું કરમાં કંકણો હતાં તે ઉપરાંત બીજો એક પણ અલંકાર તેના અંગ ઉપર નહોતો ચોટલો અસ્તવ્યસ્ત હતો દેવદાસે આશ્ચર્ય પામી કહ્યું —"તું જ છે કે ?" તેણે બરાબર તપાસી જોયું ચંદ્રમુખીનું શરીર પ્રથમના કરતાં ઘણું સુકાઈ ગયું હતું દેવદાસે પૂછ્યું —"તું બીમાર પડી હતી ?"

ચંદ્રમુખીએ હસીને કહ્યું —"શરીરને તો કાંઈ બીમારી નથી તમે ઠીક બેસો"

દેવદાસે શય્યા ઉપર બેસીને જોયું તો આખા મકાનમાં [illegible]

તથા દ્વારની પાસ એક સિપાઈ અપાવવાની વાત કરી હતી હવે સમજ્યા ?"

દેવદાસે એ વાત સમજી જઇ હસીને કહ્યુ—"પરતુ એમાનુ કાંઇ દેખાતુ નથી!"

"હોય તો દેખાયને ? મ્હે તમને હાંકી કાઢયા હતા"

"એમા એમનો શો ગુન્હો હતો ?"

"ગુન્હાની વાત નથી કરતો, મ્હારૂ કહેવુ એવુ છે કે, એ મ્હને ગમ્યુ નહિ"

દેવદાસે ઘણા સમય સુધી કાંઈ વિચાર કરી કહ્યુ—"એ વખત પછી બીજુ કોઈ અહી આવ્યુ નથી ?"

"ના, કેવળ એ વખતથી નહિ, પરતુ તમે ગયા તેના બીજા જ દિવસથી અહી કોઇ આવતુ નથી કેવળ ચુનીલાલ વચ્ચે વચ્ચે આવી બેસતા હતા, બે મહિનાથી એ પણ બધ છે"

દેવદાસ બિછાના ઉપર સૂઇ ગયો બીજી દિશા તરફ જોઇ ઘણા સમય સૂધી ચુપ રહી તેણે કહ્યુ—"ચદ્રમુખિ! ત્યારે તુ હવે ધધો બધ કરી દઇશ કે ?"

"હા, દીવાળુ કાઢ્યુ છે"

"પણ ખાઇશ શુ ?"

"મ્હે હમણાં જ કહ્યુ ને કે, ઘરેણા વેચી નાખ્યા છે"

"એ કેટલી રકમ હશે ?"

"બહુ મ્હોટી રકમ નથી લગભગ આઠસો નવસો રૂપિયા છે એક મોદીને ત્યા જમે રાખ્યા છે તે દર મહિને મ્હને વીસ રૂપિયા આપે છે"

"પહેલા વીસ રૂપિયામા તુ ચલાવી શકતી નહોતી ખરૂ ?"

"હા આજે પણ બરાબર ચલાવી શકતી નથી. ત્રણ માસનુ ઘરભાડુ ચઢી ગયુ છે તેથી હાથની બગડીઓ વેચી બધુ ચુકવી દઇ બીજા કોઇ સ્થળે જઇ રહેવાનો વિચાર છે"

"ક્યા જઈશ ?"

"એ હજી નક્કી કર્યુ નથી કોઇ સસ્તા દેશમા જઇશ, વીસ રૂપિયામા ચાલી શકે એવા કોઈ ગામડામા જઇને રહીશ"

"ત્યારે આટલા દિવસ સૂધી કેમ ના ગઈ? જ્યારે અહીં

તને કોઈ પ્રકારનું પ્રયોજન નથી ત્યારે આટલા દિવસ સુધી ...રહી દેવું કેમ ...?"

ચંદ્રમુખીએ નીચું જોઈ કાંઈ વિચાર કરી લીધો તેના જીવ...મા આ વાત કહેતા આજ પ્રથમ જ તે શરમાઈ દેવદાને કહ્યું – "શું ...?"

ચંદ્રમુખીએ બિછાનાના એક ખુણા ઉપર સંકુચિત ભાવથી બેસી મૃદુ સ્વરે કહ્યું —"ગુસ્સો કરશો નહિ જતા પહેલા તમારૂં દર્શન થાય તો સારૂં એવી મ્હેં આશા રાખી હતી હું એમ વિચાર્યા કરતી હતી કે, તમે કદાચ ફરી એક વખત આવશો આજે મ્હારી એ આશા પૂર્ણ થયેલી હોવાથી આવતી કાલે જ હું જવાનો ઉદ્યોગ કરીશ, પરંતુ કયાં જાઉં તે કહો?"

દેવદાસ આશ્ચર્ય પામી ઉઠી બેઠો થયો —"મ્હને જોવાની આશાથી ત્હેં આટલું બધું નુકસાન વેઠ્યું ? શા માટે એમ કર્યું ?"

"એ મ્હારો એક ખ્યાલ હતો તમે મ્હને ઘણી ધિક્કારતા હતા કોઈએ મ્હને એટલી બધી ધિક્કારી નહોતી આજે તમને યાદ આવશે કે કેમ એ હું જાણતી નથી, પરંતુ મ્હને ચોક્કસ યાદ છે કે, જે દિવસે તમે અહીં પહેલ વહેલા આવ્યા તે દિવસથી તમારા તરફ મ્હારૂં લક્ષ ખેંચાયું હતું તમે ધનવાનના ... એ હું જાણતી હતી, પરંતુ એ ધનથી હું કાંઈ તમારા તરફ આકર્ષાઈ નહોતી તમારા પહેલા અહીં ઘણા પુરૂષો આવી ગયા છે પરંતુ તેઓમાના કોઈનામાં ક્યારે ય મ્હેં તેજ જોયું નહોતું તમે આવતાની સાથે જ મ્હને આઘાત કર્યો તિરસ્કારથી ... મ્હારી સામે ... પછી તમારાની માફક કાંઈ આપી ગયા ... તમને યાદ આવે છે કે?"

દેવદાસ ચુપ જ રહ્યો ચંદ્રમુખી પુનઃ કહેવા લાગી —"... વખતથી જ મ્હેં તમારા તરફ નજર નાખી એ વખતે મ્હારા મનમાં તમારા તરફ પ્રેમ નહોતો તથા તિરસ્કાર પણ નહોતો એક નવી વસ્તુ નજરે પડતા તે જેમ ઘણી યાદ રહે તેવી જ રીતે હું તમને ભુલી શકી નહોતી તમે આવતા ત્યારે ... માની હું ઘણી સાવધ રહેતી હતી, પરંતુ જો નહોત. ... તો મ્હને ગમતું નહિ ... પછી એવો બુદ્ધિભ્રમ થયો

કે, આ બન્ને આંખોથી ઘણી વસ્તુઓ જૂદા જ સ્વરૂપે જોવા લાગી જાણે કે પ્રથમની ચંદ્રમુખી કોઇ બીજી જ ચંદ્રમુખી બની ગઇ પછી તમે દારૂ પીવા લાગ્યા દારૂ ઉપર મ્હને ઘણો ધિક્કાર છે કોઈ નશો કરતું તો તેના ઉપર મ્હને ઘણો ક્રોધ ઉપજતો પરંતુ તમે દારૂ પી ચકચુર બની જતા તો પણ મ્હને ક્રોધ ઉપજતો નહોતો, ઉલટુ પુષ્કળ દુઃખ થતુ હતુ "

આમ કહી ચંદ્રમુખી દેવદાસના પગ ઉપર હાથ મૂકી સજળ નયને કહેવા લાગી —" હું ઘણી અધમ છું મ્હારા અપરાધને મનમાં લાવશો નહિ ! તમે મ્હારો ઘણો તિરસ્કાર કરી મ્હને હાંકી કાઢતા હતા, પરંતુ તમારી વિશેષ નિકટ આવવાની મ્હને ઇચ્છા થતી હતી પછી તમે ઉંઘી જતા એટલે——જવા દ્યો, એ બધી વાત હું નહિ કહું વળી પાછા તમે ગુસ્સે બનાઓ એવો મ્હને ભય છે "

દેવદાસ કાંઈ બોલ્યો નહિ આ નવી જાતની વાતચિત તેને દુઃખી કરતી હતી ચંદ્રમુખીએ ગુપ્ત રીતે આંખો લુછી કહેવા માંડ્યુ –" અમે કેટલું સહન કરીએ છીએ, દુઃખ, તિરસ્કાર, અપમાન, ઉપદ્રવ અત્યાચાર વેઠીએ છીએ એ એક દિવસે તમે કહ્યુ એ દિવસથી મનમા ઘણુ અભિમાન ઉપજ્યું છે–મ્હે બધું બંધ કરી દીધુ છે "

દેવદાસે ઉઠી બેઠા થઈ પૂછ્યુ –" પરંતુ હવે કેવી રીતે દિવસો કાઢીશ ?"

ચંદ્રમુખીએ કહ્યુ–" એ તો હું કહી ચુકી છું "

" ધાર કે, એ મોદી જો કદાચ ત્હારા બધા રૂપિયા ખાઈ જાય તો ?"

ચંદ્રમુખી બ્હીધી નહિ શાન્ત સહજ ભાવથી તેણે કહ્યું – "એમા કાંઈ નવાઇ જેવુ નથી, પરંતુ એ વાત મ્હે વિચારી રાખી છે સંકટ આવી પડશે તો તમારી પાસે થોડી ભિક્ષા માગી લઈશ

દેવદાસે વિચાર કરી કહ્યુ –" માગી લેજે હવે તું અહીથી જવાનો ઉદ્યોગ કર "

" કાલે જ કરીશ બન્ને બંગડીઓ વેચી નાખી હું મોદીને મળીશ."

દેવદાસે ખીસ્સામાંથી સો સો રૂપિયાની પાંચ નોટો બ્હાર કાઢી ઉશિકાની નીચે મૂકી કહ્યુ –" બગડીઓ વેચીશ નહિ મોદીને મળજે હવે કહે જોઇએ કે કયા જઇશ ? કોઇ તીર્થસ્થળે ?"

" ના દેવદાસ ! તીર્થધર્મ ઉપર મ્હને વિશેષ આસ્થા નથી કલકત્તાથી બહુ દૂર તો નહિ જ જાઉં નજીકના કોઈ ગામડામા જઇને રહીશ "

" કોઈ ગૃહસ્થ કુટુબમા નોકર રહીશ ?"

ચદ્રમુખીની આખોમા પુન જળ ભરાઇ આવ્યુ તેણે કહ્યુ –' પરાધીનતામા રહેવાની મરજી નથી સ્વાધીનતામા જ રહીશ શામાટે દુ ખ ભોગવવા જાઉ ? શરીરને કોઇ પણ દિવસે દુ ખ દીધુ નથી તથા હજી પણ હુ દુ ખ સહન કરી શકુ તેમ નથી "

દેવદાસે ચિતાતુર મુખે સહજ હાસ્ય કર્યું તે બોલ્યો – "શહેરની નજીક રહીશ તો કદાચ વળી પાછી લોભમા પડીશ મનનો કાઈ વિશ્વાસ નથી "

આ વખતે ચદ્રમુખીનુ મ્હોં પ્રફુલ્લ થયુ તેણે હસીને કહ્યુ – "એ વાત ખરી છે, માણસના મનનો કાઇ વિશ્વાસ નથી એ સત્ય છે, પરતુ હુ હવે લોભમા નહિ જ પડુ સ્ત્રીજાતિને વિશેષ લાભ હોય છે એ હુ જાણુ છુ, પરતુ લોભની વસ્તુનો જ્યારે ઈચ્છાપૂર્વક ત્યાગ કર્યો છે ત્યારે પછી હવે મ્હને ભય નથી એકાએક તરગને વશ થઇને મ્હે લોભ છોડયો હોત તો સાવધાન થવાની જરૂર પડત, પરતુ આટલા બધા દિવસોમા એક પણ દિવસે મ્હને પશ્ચાત્તાપ થયો નથી ! હુ ઘણાજ સુખમા છુ "

આમ છતા દેવદાસે મસ્તક હલાવી કહ્યુ –" સ્ત્રીજાતિનુ મન ઘણુ ચચળ હોય છે ! "

આ વખતે ચદ્રમુખીએ દેવદાસની નજીક જઇ તેનો હાથ પકડીને કહ્યુ –" દેવદાસ !"

દેવદાસે તેના મુખ તરફ જોયુ હવે તે પહેલાની માફક એમ કહી શક્યો નહિ કે, " મ્હને સ્પર્શ કરીશ નહિ "

ચદ્રમુખીએ સ્નેહવિકસિત નેત્રોથી સહજ કપતા સ્વરે દેવદાસના બન્ને હાથ પોતાના ખોળા ઉપર ખેચી લઈ કહ્યુ – " આજે છેલ્લો દિવસ છે આજે કોપ કરશો નહિ એક વાત

તમને પજવવાની મ્હારી ઘણી ઇચ્છા છે—" એમ કહી ક્ષણ કાળ સુધી સ્થિર દૃષ્ટિથી દેવદાસના મુખ તરફ જોઇ રહી તેણે કહ્યુ – "પાર્વતીએ તમને બહુ દુ ખી કર્યા છે કે ?"

દેવદાએ ભ્રકુટી ચઢાવી કહ્યુ –"આવો પ્રશ્ન શા માટે પૂછે છે ?"

ચદ્રમુખી વિચલિત થઈ નહિ શાન્ત દૃઢ સ્વરે તેણે કહ્યુ – "એ પ્રશ્ન એટલાજ માટે પૂછુ છુ કે, તમને દુ ખી થતા જોઇ મ્હને વણુ લાગી આવે છે તે ઉપરાંત મ્હને એમ લાગે છે કે હુ ઘણીખરી હકીકત જાણુ છુ વચ્ચે વચ્ચે નશાની અદર તમારે મુખે મ્હે ઘણી ઘણી વાતો સાભળી છે એમ છતા પાર્વતીએ તમને ઠગ્યા અગર છેતર્યા હોય એ હુ માની શકતી નથી મ્હને તો એમજ લાગે છે કે, તમે પોતેજ તમને ઠગ્યા છે દેવદાસ ! ઉમ્મરે હુ તમારાથી મ્હોટી છુ આ સસારમા મ્હે ઘણી વસ્તુઓ જોઈ છે મ્હારી માન્યતા શી તે જાણો છો ? હું ખાત્રીપૂર્વક એમ માનુ છુ કે, તમારીજ ભૂલ થયેલી છે ચચળ અને અસ્થિર ચિત્ત માટે સ્ત્રીઓની જેટલી નિદા કરવામા આવે છે એટલી નિદાને યોગ્ય તેઓ નથીજ નિદા તમે કરો છો અને પ્રશસા પણ તમેજ કરો છો તમારે જે કહેવાનુ હોય છે તે અનાયાસે કહી શકો છો, પરતુ તેઓ કહી શકતી નથી સ્ત્રીઓ પોતાના અતરની વાતને પ્રકાશિત કરવાનુ જાણતી નથી અને કદાચે જાણે છે તો સહુ સમજતા નથી કારણ કે સ્ત્રીની વાતમા અસ્પષ્ટતા વિશેષ હોય છે—તમારા મુખ આગળ સ્ત્રીની વાત દબાઈ જાય છે ત્યાર પછી કેવળ નિદાજ સાભળવામા આવે છે"

ચદ્રમુખીએ થોડા સમય સુધી ચુપ રહી અવાજને વિશેષ સાફ કરી કહેવા માડયુ —"પરતુ કેવળ એકજ વખત પ્રેમમાં પડી છુ એ પ્રેમનુ મૂલ્ય ઘણુ છે ! એથી ઘણુ શીખી છુ પ્રેમ અલગ વસ્તુ છે તથા રૂપનો મોહ અલગ વસ્તુ છે એ ગડમડ પુરૂષોજ કરે છે રૂપનો મોહ તમારા કરતા અમારામા ઘણોજ થોડો હોય છે અલ્પકાળમાજ અમે તમારી માફક ઉન્મત્ત બની જતી નથી તમે આવી જ્યારે પ્રેમ દર્શાવો છો, અનેક વાતો વિવિધ ભાવથી જ્યારે કહી સભળાવો છો ત્યારે અમે ચુપ બેસી રહીએ છીએ ઘણી વખતે તમને દુ ખ દેતા શરમ આવે

છે—સંકોચ થાય છે મ્હોં જોતાં તિરસ્કાર ઉપજે છે તો પણ શરમને લીધે અમે એમ કહી શકતી નથી કે, હું તમને ચ્હાઈ શકીશ નહિ ત્યાર પછી એક પ્રકારના બાહ્ય પ્રણયનુ નાટક ચાલે છે એક દિવસે એ નાટક જ્યારે પૂર્ણ થાય છે ત્યારે પુરુષ ક્રોધથી અધીર બની સ્ત્રી જાતિને ' વિશ્વાસઘાતિની કહે છે સહુ એ વાત સાભળે છે અને સમજે છે એ વખતે પણ અમે ચુપ જ રહીએ છીએ અમને એ વખતે જે દુખ થાય છે તે કોણ જોઈ શકે છે ? '

દેવદાસ કાંઈ બોલ્યો નહિ ચદ્રમુખી તેના મ્હોં તરફ જોઈ રહી કહેવા લાગી—" કદાચ સાધારણ મમતા ઉપજે છે, સ્ત્રીઓ સમજે છે કે, એજ પ્રેમ છે ! શાન્તિ અને ધીરજથી તે સસારનુ કામકાજ કરે છે, દુખના વખતે પ્રાણ પાથરી સહાયતા કરે છે, તમે તેની ઘણી પ્રશસા કરો છો મુખેથી તેને ઘણો ધન્યવાદ આપો છો ! પરતુ એ વખતે પણ તેના પ્રેમનો પરિચય પ્રાપ્ત થતો નથી ત્યાર પછી કોઇ અશુભ ક્ષણે તેનુ હૃદય અસહ્ય વેદનાથી ઉડી જાય છે ત્યારે—" આ વખતે દેવદાસના મુખ તરફ તીવ્ર દૃષ્ટિપાત કરી ચદ્રમુખીએ ઉમેર્યું, "ત્યારે તમે બૂમ પાડી બોલી ઉઠો છો કે, ' કલકિની ! ' હરિ-હરિ !"

આ વખતે દેવદાસે ચદ્રમુખીના મ્હો ઉપર હાથ દબાવી કહ્યુ—" ચદ્રમુખિ ! આ શુ ?"

ચદ્રમુખીએ ધીમેથી તેનો હાથ ખસેડી કહ્યુ—" દેવદાસ ! બ્હીવાનુ કારણ નથી હુ તમારી પાર્વતીની વાત કહેતી નથી '

આટલુ બોલી તે ચુપ રહી દેવદાસે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યુ—" પણ કર્ત્તવ્ય છે કે નહિ ? ધર્માધર્મ છે કે નહિ ?"

ચદ્રમુખીએ કહ્યુ—" એ તો છે જ અને એટલા માટે જ જે ખરી રીતે ચ્હાય છે તે સહન કરે છે કેવળ અતરમા ચ્હાવાથી પણ કેટલુ સુખ તથા તૃપ્તિ છે એ જે જાણે છે તે વિના કારણ સસારની અદર દુખ અને અશાન્તિ લાવવા ઇચ્છતુ નથી દેવદાસ ! હુ તમને એક વચન કહી ચુકી છુ તથા મ્હારી એવી ચોક્કસ ખાત્રી છે કે, પાર્વતીએ તમને ઠગ્યા નથી, તમેજ તમને પોતાને

કર્યા છે હુ જાણું છુ કે, આજે આ વાત સમજાવાની તમારામા તાકાત નથી, પરતુ જો કદાચ વખત આવશે તો તમે જોઈ શકશો કે, મ્હે ખરી વાત કહી હતી ”

દેવદાસના બન્ને નેત્રામા આસુ ભરાઈ આવ્યા આજે તેના મનમા કોણ જાણે શાથી એમજ થવા લાગ્યુ કે, ચદ્રમુખીનુ કહેવુ ખરૂ છે એ આસુ નજરે પડવા છતા તેને લુછી નાખવાનો ચદ્રમુખીએ પ્રયત્ન કર્યો નહિ મનમા ને મનમા તે કહેવા લાગી– “ મ્હે તમને ઘણી વખત ભિન્ન ભિન્ન સ્થિતિમા જોયા છે હુ તમારા મનને જાણુ છુ હુ સમજી શકી છુ કે, સાધારણ પુરૂષ ની માફક તમે ગળગળા થઈ જઇ પ્રેમ દર્શાવી શકો તેમ નથી રૂપને કોણ નથી ચ્હાતુ ? પરતુ તમારૂ આટલુ બધુ તેજ રૂપના ચરણોમા આત્મ વિસર્જન કરશે એમ હુ કોઈ પણ રીતે માની શકતી નથી પાર્વતી કદાચ ઘણી રૂપવતી હશે એમ છતા હુ કહુ છુ કે, તેણે જ પ્રથમ તમારા ઉપર પ્રેમ કર્યો હશે તેણેજ તમારી પાસે પ્રથમ પોતાના અતરનો પ્રેમ પ્રકટ કર્યો હશે ”

આ વખતે ચદ્રમુખીથી એકાએક અસ્પષ્ટ સ્વરે બોલી જવાયુ– “ મ્હારા ઉપરથીજ હુ સમજી શકુ છુ કે એ તમને કેટલા બધા ચ્હાય છે ! ”

દેવદાસે ઝડપથી ઉઠી બેઠા થઇ કહ્યુ –“ શુ કહ્યુ ? ”

ચદ્રમુખીએ કહ્યુ –“ કાંઇ નહિ હુ એમ કહેતી હતી કે, એ તમારા રૂપથી ભૂલી નથી તમારામા રૂપ છે ખરૂ, પણ તેથી ભૂલ થાય તેમ નથી. આ તેજ રૂપ સહુની નજરે પડવાનો સભવ નથી છતા જેની નજરે પડે તે આખ ફેરવી શકે તેમ નથી ”

આમ કહી એક ગાઢ નિશ્વાસ મૂકી તે બોલી –“ તમે કેવુ આકર્ષણ છો એ જે તમને ચ્હાય છે એજ જાણે છે આવા સ્વર્ગમાથી ઇચ્છાપૂર્વક પાછો ચાલી જાય એવી સ્ત્રી પૃથ્વીમા હોય ખરી કે ? ”

પુન થોડા સમય સુધી દેવદાસના મુખ તરફ ચુપકીદીથી જોઈ રહી ચદ્રમુખી મદ સ્વરે કહેવા લાગી – આ રૂપ કાંઈ એકલી નજરેજ પડતુ નથી, પરતુ હૃદયના અતરતમ પ્રદેશમા તેની ગભીર

છાયા પડે છે ત્યાર પછી દિવસ પૂરા થતા અગ્નિની સાથે ચિતામા ભસ્મ થઇ જાય છે ”

દેવદાસે વિહવળ દષ્ટિથી ચદ્રમુખીના મુખ તરફ જોઇ કહ્યુ– “ આજે તુ આ બધુ શુ કહે છે ?”

ચદ્રમુખીએ મૃદુહાસ્ય કરી કહ્યુ –“ દેવદાસ ! આની વિપદ ભાગ્યેજ બીજી હશે જેને ચ્હાતા નથી તે કદાચ બળાત્કારે પ્રેમની વાત સભળાવે તો ! હુ કેવળ પાર્વતી માટેજ વકીલાત કરતી હતી–મ્હારે માટે નહિ ”

દેવદાસે ઉઠવાની તૈયારી કરી કહ્યુ –“ હવે હુ જાઉ છુ ”

‘ હજી થોડા વખત બેસો મારી હાલતમા તમારી સાથે વાતચિત કરવાનો પ્રસગ મ્હને કદાપિ પ્રાપ્ત થયો નથી કદાપિ આવી રીતે તમારા બન્ને હાથ પકડી હુ તમારી સાથે વાતચિત કરી શકી નથી આજે કેવી તૃપ્તિ છે ! ’ આટલુ બોલી ચદ્રમુખી હસી પડી

દેવદાસે આશ્ચર્ય પામી પૂછ્યુ –‘ હસે છે કેમ ?’”

“ કાઈ નહિ, એક જુની વાત મ્હને યાદ આવી છે એ દશ વર્ષ ઉપરની વાત છે પ્રેમમાં પડી ઘર છોડીને હુ ચાલી આવી એ વખતની વાત છે એ વખતે મ્હને એમ લાગતુ હતુ કે, પ્રેમને માટે હુ પ્રાણ સુધ્ધા અર્પણ કરી શકુ તેમ છુ ત્યાર પછી એક તુચ્છ ઘરેણા માટે એક દિવસે એવી ભયકર તકરાર થઈ કે, પછીથી કોઈએ કોઈનુ મ્હો જોયુ નહિ એનો મ્હારા ઉપર બિલકુલ પ્રેમ નથી નહિ તો તે એક તુચ્છ ઘરેણુ ન લાવી આપે કે ‘ એમ વિચારી મ્હે મનને શાન્ત કર્યુ ”

ફરી એક વખત ચદ્રમુખી હસી પડી બીજીજ ક્ષણે શાન્ત તથા ગભીરમુખે તેણે કહ્યુ –“ એ વખતે હુ જાણતી નહોતી કે સાધારણ માણસ દુ ખતુ મટાડવા માટે સહેલાઇથી હસતા હસતા પ્રાણ સુધ્ધા આપી શકાય છે ! એ વખતે સીતા દમયતીની વાતને હુ માનતી નહોતી ઠીક, દેવદાસ ! આ જગતમા બધુ સભવિત છે ને ?”

દેવદાસ કાઇ બોલી શકયો નહિ હતબુધ્ધિની માફક એકાગ્ર દષ્ટિથી થોડી ક્ષણ સુધી જોતા રહી તે બોલ્યો –“ હુ જાઉ છુ –’

“ બ્હીવાનુ કારણ નથી હજી થોડી વાર બેસો હવે હુ

તમને ભુલાવી રાખવા ઈચ્છતી નથી મ્હારા એ દિવસો ચાલ્યા ગયા છે હવે તમે મ્હારો જેટલો તિરસ્કાર કરો છો, તેટલો જ તિરસ્કાર હુ મ્હારો પોતાનો કરૂ છુ પરંતુ દેવદાસ ! તમે વિવાહ કેમ નથી કરતા ?"

આટલી ક્ષણ પછી દેવદાસે નિ શ્વાસ મૂકી હસીને કહ્યુ –"વિવાહ કરવાની મ્હારી ઇચ્છા થતી નથી"

"ઇચ્છા ના થતી હોય તો પણ કરો બાળ બચ્ચાના મ્હો જોઈ ઘણી શાન્તિ મેળવી શકશો તે ઉપરાંત મ્હારે માટે પણ એક રસ્તો નીકળશે. તમારા સસારમા દાસીની માફક રહીને પણ સુખમા હુ મ્હારા દિવસ વીતાડી શકીશ"

દેવદાસે હાસ્ય મુખે કહ્યુ –"ઠીક છે, એ વખતે તને બોલાવી મગાવીશ"

ચદ્રમુખી જાણે તેનુ હાસ્ય જોઈ શકી નહિ તે બોલી – "દેવદાસ ! તમને બીજી એક વાત પૂછવાની મ્હારા ઈચ્છા છે"

"શી ?"

"તમે અત્યાર સુધી મ્હારી સાથે શા માટે વાતચિત કરી ?"

"કાંઈ ગુન્હો થયો છે કે ?"

"એ હુ જાણતી નથી ! પરંતુ આ નવીન પ્રકાર છે ! નશો કરી બેભાન બન્યા સિવાય, પહેલા તમે મ્હારી સાથે વાત કરતા નહોતા !"

આ પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય દેવદાસે વિષણ્ણ મુખે કહ્યુ –"હમણા દારુને સ્પર્શ કરી શકાય તેમ નથી—મ્હારા પિતાનુ મૃત્યુ થયુ છે"

ચદ્રમુખીએ ઘણા સમય સુધી કરૂણ દૃષ્ટિથી જોઇ રહી કહ્યુ —"હવે પછી દારુ પીશો કે ?"

"કાંઈ ચોકકસ કહી શકતો નથી"

ચદ્રમુખીએ દેવદાસના બન્ને હાથ વિશેષ આગળ ખેચી રૂધાયલા કંઠે કહ્યુ —"જો બની શકે તો એ વ્યસન છોડી દેજો જાણી જોઇ આવી કચન જેવી કાયાનો અકાળે નાશ કરશો નહિ"

દેવદાસે એકાએક ઉઠી ઉભા થઇ કહ્યુ —"હુ જાઉ છુ. તુ જે સ્થળે જાય એ સ્થળ મ્હને લખી જણાવજે વળી કોઇ પણ પ્રકારની જરૂર પડે તો મ્હારાથી શરમ રાખીશ નહિ"

ચન્દ્રમુખીએ પ્રણામ કરી ચરણરજ લઇ કહ્યું —" હું સુખી થાઉં એવો આશીર્વાદ આપો વળી બીજી એક ભિક્ષા માગું છુ કે, ન કરે નારાયણ અને જો કદાચ દાસીની જરૂર પડે તો મ્હને યાદ કરજો "

" વા. !" કહી દેવદાસ ચાલ્યો ગયો ચન્દ્રમુખીએ બન્ને હાથ જોડી રડી પડીને કહ્યું —" ભગવાન્ ! ફરી એક વખત દર્શન કરાવજો "

— o —

## પ્રકરણ ૧૪ મુ.

### મનોરમાનો પત્ર

એ વર્ષથી પાર્વતી મહેન્દ્રનો વિવાહ કરી ઘણા અંશે નિશ્ચિત થઇ હતી જલદબાલા બુદ્ધિમતી તથા કામકાજમા હોશિયાર હતી પાર્વતીને બદલે સંસારનુ ઘણુ ખરૂ કામકાજ તેજ કરતી હતી પાર્વતીએ હવે બીજી તરફ ધ્યાન આપ્યુ હતુ આજે પાચ વર્ષથી વિવાહ થવા છતા તેને સંતાન થયુ નહોતુ પોતાને સંતાન નહિ હોવાથી બીજાના સંતાનો તરફ તેની ઘણી માયા હતી ગરીબ દુખીની માયા તો દૂર રહી પરંતુ જેમની સ્થિતિ કઇંક સારી હોય તેમના છોકરાઓનુ ખરચ પણ તે જ વેઠી લેતી હતી એ ઉપરાત દેવમંદિરનુ કામકાજ કરી, સાધુ સંન્યાસીની સેવા કરી, અપંગોની પરિચર્યા કરી તે પોતાના દિવસો પસાર કરતી હતી સ્વામીને સમજાવી પાર્વતીએ એક અતિથિશાળા ખોલી હતી તેમાં આશ્રય વિનના ગરીબ લોક ઇચ્છાનુસાર રહી શકતા હતા જમીનદારના સંસારમાથી જ તેમને ખોરાકી પોષાકી મળતી હતી બીજુ એક કાર્ય પાર્વતી વળી છુપી રીતે પોતાના ખરચની રકમમાથી કરતી હતી એ કાર્યની તેના સ્વામીને પણ ખબર નહોતી દરિદ્ર ભદ્ર કુટુંબોને તે ખાનગી રીતે પૈસાની મદદ કરતી હતી પતિ પાસેથી હરેક મહિને તેને ખાનગી ખરચ માટે જે રકમ મળતી હતી તેમાથી જ તે આ સઘળું ખરચ કરતી હતી આમ છતાં એ કાર્ય કચેરીના મુખ્ય કારભારીથી અજાણ્યુ રહ્યું નહિ તથા તેના હાથ નીચેના માણસો તે એ વાત ઉપર અંદરખાને

ચર્ચા કરવા લાગ્યા. સંસારનું ખરચ આજકાલ બમણું થઇ ગયું છે એ વાત દાસીઓ પણ છુપી રીતે સાંભળી આવતી હતી સિલ્લકમાં વિશેષ રકમ રહેતી નહોતી સંસારમાં નકામું ખરચ વધે છે તો તે દાસ દાસીઓથી જોઇ શકાતું નથો દાસીઓને મુખે જલદબાલા એ સઘળી વાત સાંભળી શકતી હતી એક દિવસે રાત્રે તેણે પતિને કહ્યું –તમે આ ઘરના કોઈ નથી કે ?"

મહેન્દ્રે પૂછ્યું –"કેમ, શું છે ?"

સ્ત્રીએ કહ્યું –"દાસ દાસીઓ બધું જોઈ શકે છે અને તમે આંખો મીંચીને ફરો છો કે ? બાપાજી તો નવી બાને કાંઇ કહી શકે તેમ નથી, પરંતુ તમારે કહેવું જોઇએ "

ખરી વાત સમજી નહિ શકાવાથી મહેન્દ્રે ઉત્સુક બની કહ્યું – "તું શી વાત કહે છે ?"

જલદબાલા ગંભીર બની સ્વામીને સલાહ આપવા લાગી કે "નવી બાને છૈયાં છોકરાં નથી તેથી સંસાર તરફ તેમનું લક્ષ્ય ક્યાંથી રહે ! તેઓ છૂટા હાથે પૈસા ઉડાવે છે એ તમે જોઈ શકતા નથી કે ?"

મહેન્દ્રે ભ્રકુટી ચઢાવી કહ્યું –"શામાં પૈસા ઉડાવે છે ?"

જલદે ઉત્તર આપ્યો –"આંખો હોત તો જોઈ શકત આજ-કાલ ઘરનું ખરચ બમણું થઈ ગયું છે સદાવ્રત, દાન, ફકીર અતિથિ વગેરે પાછળ મરજી મુજબ પૈસા ખરચાય છે ઠીક છે, તેઓ તો જાણે કે, પરલોક સુધારે છે, પરંતુ તમને બાળબચ્ચાં થશે તેમનું શું ? તેઓ શું ખાશે ? પોતાની વિષયસંપત્તિને ઉડી જવા દઈ છેવટ તેઓ ભીખ માગશે કે ?"

મહેન્દ્રે બિછાનામાં બેઠા થઇ કહ્યું —"તું કોની વાત કરે છે ? બાની કે ?"

જલદે કહ્યું —"બધી વાત હું ચોખ્ખી ચોખ્ખી ન કહું ત્યાં સૂધી તમે કાંઇ સમજી શકો તેમ નથી કે ?"

મહેન્દ્ર બોલ્યો —"તું બાના નામ ઉપર ફરિયાદ કરવા આવી છે ?"

જલદબાલાએ ક્રોધે ભરાઇ કહ્યું –"મ્હારે ફરિયાદ કરવાની શી જરૂર ? જે ખરી વાત હતી તે મ્હેં તમને કહી સંભળાવી છે, નહિ તો છેવટે કદાચ તમે મ્હને જ દોષ દેત "

મહેન્દ્રે ઘણા સમય સુધી ચુપ બેસી રહ્યા પછી કહ્યું.—"તુ કગાલની કન્યા અતિથિ શાળાનુ મહત્વ ક્યાથી સમજી શકે ?" જલદ બોલી ઉઠી —"ત્યારે તમારી નવી બાના બાપને ઘેર કેટલી અતિથિશાળાઓ છે ?"

મહેન્દ્ર વિશેષ બોલાબોલી નહિ કરતાં ચુપકીદીથી પડી રહ્યો સ્હવારે ઉઠી પાર્વતી પાસે જઇ તેણે કહ્યુ —"બા ! આ તુ કેવી વહૂ લાવી ? એની સાથે કોઈ પણ રીતે સસાર માડી શકાય તેમ નથી હુ કલકત્તા ચાલ્યો જાઉ છુ "

પાર્વતીએ આશ્ચર્ય પામી પૂછ્યુ —"શુ થયુ છે, ભાઈ ?"

"એ ત્હારા નામે ગમે એવા કટુ વચનો ઉચ્ચારતી હોવાથી હુ એનો ત્યાગ કરુ છુ "

પાર્વતી છેલ્લા થોડા દિવસથી મ્હોટી વહુના વ્યવહાર તરફ ધ્યાન આપતી હતી, છતા એ ભાવને દબાવી દઇ તેણે કહ્યુ —"ભાઈ એ તો શાણી છોકરી છે" ત્યાર પછી તેણે જલદબાલાને એકાતમાં બોલાવી પૂછ્યુ —"વહુ ! તકરાર થઈ છે કે શુ ?"

પતિને સ્હવારથી કલકત્તા ચાલ્યો જવાની તૈયારી કરતો જોઇ જલદબાલા મનમાં ઘણો ભય પામી હતી સાસુનો પ્રશ્ન સાંભળી રડી પડીને તેણે કહ્યુ —"બા ! મ્હારો જ વાક છે વળી દાસીઓ સુદ્ધાં ખરચપત્ર સબધી બોલચાલ કરે છે "

પછી પાર્વતીએ સઘળી હકીકત સાભળી પોતે શરમાઇને વહુની આખો લુછી તેણે કહ્યુ —"વહૂ ! ત્હારૂ કહેવુ ખરૂ છે હુ સસારકાર્યમાં નિપુણ નહિ હોવાથી જ ખરચપત્ર તરફ મ્હારૂં ધ્યાન નહોતુ "

ત્યાર પછી પાર્વતીએ મહેન્દ્રને બોલાવી કહ્યુ —"ભાઈ ! વિના દોષે તુ ક્રોધ કરીશ નહિ તુ સ્વામી છે ત્હારા કલ્યાણની કામના આગળ સ્ત્રીએ બીજુ બધુ તુચ્છ સમજવુ જોઇએ વહૂ મ્હારી સાક્ષાત લક્ષ્મી છે" પરતુ તે દિવસથી જ પાર્વતીએ હાથને સમેટી લીધો પછી અતિથિશાળા અને દેવમદિરની પ્રથમના જેવી સેવા થઇ નહિ ઘણાં અનાથ, અપગ, ફકીર વગેરે માણસો પાછાં ફરવા લાગ્યા એ વાત જમીનદારના જાણવામા આવતાં તેમણે પાર્વતીને બોલાવી કહ્યુ – "કેમ લક્ષ્મીજીનો ભડાર ખૂટી ગયો કે ?"

પાર્વતીએ હસતે મુખે કહ્યું –"કેવળ આપ આપ કરવાથી ક્યાં સૂધી ચાલી શકે? થોડા દિવસ સૂધી એકઠુ પણ કરવું જોઇએ ખરચ કેટલુ બધુ વધી ગયુ છે એ જોઇ શકતા નથી?"

"ખરચ વધી ગયુ છે તેથી શુ થઇ ગયુ? હવે કેટલા દિવસ બાકી રહ્યા છે? આ છેલ્લા દિવસોમાં સત્કર્મ કરી પરલોક સુધારવો જોઇએ"

પાર્વતીએ હસીને કહ્યું –"આ કેવળ પોતાના સ્વાર્થની વાત છે કેવળ પોતાનો પરલોક સુધારવા માટે બાળબચ્ચાંને દુખના દરિયામાં હડસેલી મુકવા કે? થોડા દિવસ ચુપ બેસી રહો ત્યાર પછી પાછુ બધુય થશે"

ચૌધરી મહાશયને ચુપ થવુ પડયુ બીજી તરફથી પાર્વતીનું કામ ઓછુ થયુ એટલે એની ચિંતા વધી ગઈ તેની સઘળી ચિંતા કેવળ એકજ વિષયમાં ગુંચાયલી હતી જેને આશા હોય છે તે જૂદી રીતની ચિંતા કરે છે તથા જેને આશા નથી હોતી તે પણ વળી જૂદી રીતની ચિંતા કરે છે પહેલી આશાવાદીની ચિંતામાં સજીવતા છે, સુખ છે, તૃપ્તિ છે, દુખ છે અને ઉત્કંઠા છે તેથી તે મનુષ્યને થકવે છે—વિશેષ સમય સૂધી ચિંતા કાયમ રહેતી નથી, પરંતુ નિરાશાવાદીને સુખ નથી, દુખ નથી, ઉત્કંઠા નથી, છતાં તૃપ્તિ છે આંખોમાંથી આંસુ ટપકે છે, પરંતુ હમ્મેશા જૂદા જૂદા ભાવથી એ ચિંતા હૃદયને ભેદી નાખતી નથી હલકા મેઘની માફક આમ તેમ તે તણાય છે જ્યાં પવનના ઝપાટા નથી લાગતા ત્યા તે સ્થિર રહે છે, તથા જ્યા ઝપાટા લાગે છે ત્યાંથી ખસી જાય છે તન્મય મન ઉદ્વેગહીન ચિંતાથી એક પ્રકારની સાર્થકતા મેળવે છે પાર્વતીને પણ આજકાલ એવુજ થયુ હતુ સંધ્યાપૂજા કરવા બેસતાં અસ્થિર, ઉદ્દેશહીન, નિરાશ મન વિજળીની ઝડપથી એક વખત તાલસોનાપુરના આંબાવાડીઆ, વાંસના ઝાડ, નિશાળ, નદીનો ઘાટ વગેરે સ્થળે ફરી આવતુ હતુ વળી એ મન એવા કોઇ સ્થળે છુપાઇ જતુ કે, પાર્વતી પોતે પણ તેને શોધી બ્હાર કાઢી શકતી નહિ ક્વચિત્ ઓષ્ઠના ખુણા ઉપર હાસ્ય દેખાઇ આવતુ તો ક્ષણુ કાળ પછી અશ્રુનુ એક બિંદુ ટપ કરતુ પૂજાના જળપાત્રમા પડતું હતુ આમ છતાં દિવસો પસાર થતા હતા કામકાજ કરવામા, મધુર વાતચિતમાં, પરોપકાર તથા

સેવા–સુશ્રુષા કરવામાં પણ દિવસો વીતી જતા હતા. વળી એ બધુ ભૂલી ધ્યાનમગ્ન યોગિનીની માફક દિવસો પસાર થઈ જતા હતા કોઇ તેને લક્ષ્મીસ્વરૂપિણી અન્નપૂર્ણા કહેતુ તો કોઇ અસ્થિર ચિત્તવાળી ઉદાસિની કહેતુ હતુ

ગઈ કાલથી પાર્વતીનામા બીજો એક પ્રકારનો ફેરફાર જોવામા આવતો હતો એનામા જાણે કે તીવ્રતા અને કઠોરતા દેખાતીહતી એ જળથી ઉછાળા મારતી ભર ગગામાં જાણે કે એકાએક ઓટ આવ્યો હતો એ ફેરફારનુ કારણુ ઘરનુ કોઇ માણસ જાણતુ નહોતુ ફક્ત અમેજ જાણતા હતા મનોરમાએ તાલસોનાપુરથી ગઇ કાલે એક પત્ર લખ્યો હતો તેમાં તેણે નીચે પ્રમાણે હકીકત લખી હતી,–

" પાર્વતી !

ઘણા દિવસથી આપણે બન્નેએ એક બીજીને પત્ર લખ્યો નથી એ માટે બન્ને જણીઓ ગુન્હો કબૂલ કરી અભિમાન ઓછુ કરીએ એ ઉત્તમ છે હુ મ્હોટી હોવાથી માનભિક્ષા માગી લઉ છુ આશા રાખુ છુ કે, તુ જલ્દી ઉત્તર આપીશ આજકાલ કરતા લગભગ એક માસથી હુ ઘેર ( પિયર ) આવી છુ આપણા જેવી ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ શારીરિક આરોગ્ય તરફ ખાસ લક્ષ્ય આપતી નથી મૃત્યુ થતાં કહીએ કે, છુટકારો થયો અને જીવતાં કહીએ છીએ કે, ઠીક છે તેથી હુ પણ કહુ છુ કે, મ્હારૂ શરીર ઠીક છે આ બધી નકામી વાત છે ઉપયોગી વાત પણ લખવાની છે, છતા છેલ્લા બે દિવસથી તને એ વાત લખવી કે નહિ તે વિચાર્યા કરતી હતી, એ વાત લખી જણાવુ તો તને દુ ખ થશે કે કેમ એ હુ વિચારી શકી નહોતી દેવદાસની વાત સાભળી તને દુ ખ થશે જ, પરતુ તે સાથે ત્હારી વાત યાદ આવતાં હુ મ્હારા અશ્રુજળને રોકી શકતી નથી ઇશ્વરે જે કર્યુ છે તે સારૂ જ કર્યુ છે, નહિ તો દૈવયોગે ત્હારા જેવી રીસાળ સ્ત્રી તેને પનારે પડી હોત તો અત્યાર સુધીમા ડૂબી મરીને અથવા ઝેર ખાઇને જરૂર આત્મઘાત કરત વળી જે વાત સઘળા માણસો જાણે છે તે બે દિવસ પછી પણ ત્હારા જાણવામાં

આવે તેમ હોવાથી ત્હારાથી તે છુપાની રાખવાની જરૂર મ્હને લાગતી નથી

"આજ છ સાત દિવસથી દેવદાસ અત્રે આવ્યો છે જમીનદારના ગૃહિણી કાશી રહેવા ચાલ્યા ગયા છે અને દેવદાસ કલકત્તાવાસી થયો છે એ તો તુ પણ જાણે છે તે કેવળ ભાઇ સાથે તકરાર કરવા તથા રૂપિયા લેવાને જ અહી આવ્યો છે એમ સાભળ્યુ છે કે, વચ્ચે વચ્ચે આટલા માટે જ તે આવે છે જ્યા સુધી રૂપિયાની જોગવાઈ નથી થતી ત્યાં સુધી રહે છે, જોગવાઇ થતા કલકત્તા ચાલ્યો જાય છે

' અઢી વર્ષથી તેના પિતાનુ મૃત્યુ થયુ છે તને સાભળી ને અજાયબી લાગશે કે, આટલી ટુક મુદતમા તેણે લગભગ અડધી મિલકત ઉડાવી દીધી છે દ્વિજદાસ વ્યવહારચતુર માણસ હોવાથી કોઈ પણ રીતે તેણે પોતાની મિલકત સાચવી રાખી છે દેવદાસ દારૂ અને વેશ્યામા પોતાનુ સર્વસ્વ ગૂમાવી બેઠો છે, કોણ તેનુ રક્ષણ કરશે? યમદેવતા સિવાય કોઈ તેનુ રક્ષણ કરી શકે તેમ નથી એ વખત પણ હવે નજીક આવ્યો છે તેણે વિવાહ કર્યો નથી એ સતોષની જ વાત છે

' સાથે સાથે દુખ પણ થાય છે પહેલાની એ કચન જેવી કાયા નથી, એ રૂપ નથી, એ તેજ નથી, જાણે કે એ કોઈ બીજો જ દેવદાસ છે! રૂક્ષ વાળ હવામા ઉડે છે, આખો ઊંડી ઉતરી ગઇ છે એ કેવો કદરૂપો બની ગયો છે તેનુ વર્ણન કરવા જેવા શબ્દો મ્હારી પાસે નથી તે નજરે પડતા તિરસ્કાર ઉપજે છે અને ભય લાગે છે આખો દિવસ બદુક હાથમા લઈ નદીના કિનારા ઉપર ફરે છે તથા પખીઓનો શિકાર કરે છે પછી જ્યારે મધ્યાન્હકાળ થતાં માથુ તપી જાય છે ત્યારે નદીના બાધ પાસે આવેલા વડના ઝાડ નીચે નીચુ જોઇ બેસી રહે છે સધ્યા કાળ પછી રાત્રે ઘેર જઇ પુષ્કળ દારૂ પીએ છે રાત્રે ઊંઘે છે કે નહિ તે ઇશ્વર જાણે!

"વચ્ચે એક દિવસે સધ્યાકાળે હુ નદી ઉપર પાણી ભરવા ગઈ હતી ત્યા મ્હે દેવદાસને હાથમા બદુક લઇ ચાલ્યો જતો જોયો, મ્હને ઓળખી તે મ્હારી નજીક આવી ઉભો રહ્યો. ભયને

લીધે જાણે મ્હારો જીવ ઉડી જવા લાગ્યો ! નદીના ઘાટ ઉપર એકકે માણસ નહોતુ ઈશ્વરે સારૂ કર્યું કે, તે દિવસે એણે કાઇ બદમાશી કરી નહિ સરળ સભ્ય માણસની માફક શાન્ત ભાવથી તેણે પૂછ્યુ, " મનુ બ્હેન ! સારી છે ને ? '

"કાઈ ઉપાય નહિ હોવાથી બ્હીતા બ્હીતા માથુ હલાવી મ્હે કહ્યુ, 'હા '

" પછી એક ગાઢ નિશ્વાસ મૂકી તેણે કહ્યુ –"બ્હેન ! સુખી રહે તને જોઇ ઘણો આનન્દિત થાઉ છુ " પછી તે ધીમે ધીમે ચાલ્યો ગયો હુ ઝડપથી પલાયન કરી ગઈ સારૂ થયુ કે એણે મ્હારો હાથબાથ પકડયો નહિ ! જવા દે એ વાત એ દુરાચારીની હકીકત લખતા પત્રનો અત આવે તેમ નથી

" બ્હેન ! મ્હે તને ઘણુ દુખ દીધુ છે કે ? આજે પણ જો તેને નહિ ભુલી શકી હોય તો તને દુખ થશે જ, પણ ઉપાય શો ? જો ત્હારો અપરાધ કરેલો લાગે તો ત્હારી આ સ્નેહમયી મનુ બ્હેનને ક્ષમા આપજે "

ગઇ કાલે પત્ર આવ્યો હતો પાર્વતીએ આજે મહેન્દ્રને બોલાવી કહ્યુ –" બે પાલખી અને બત્રીસ મજુર જોઇએ હુ હમણા જ તાલસોનાપુર જવાની છુ "

મહેન્દ્રે આશ્ચર્ય પામી પુછ્યુ –" પાલખી તથા મજુરોનો બંદોબસ્ત કરૂ છુ પણ બે પાલખીની શી જરૂર છે ? "

" પાર્વતીએ કહ્યુ –" ત્હારે સાથે આવવાનુ છે રસ્તામા જો કદાચ મ્હારૂ મૃત્યુ થાય તો અગ્નિ મૂકવા માટે મ્હોટા દીકરાની જરૂર પડે "

મહેન્દ્ર બીજુ કાઈ બોલ્યો નહિ પાલખીઓનો બન્દોબસ્ત થતા બન્ને જણાએ પ્રયાણ કર્યું

એ ખબર જાણવામાં આવતાં જમીનદારે દાસદાસીઓને ઘણી પૂછપરછ કરી, પરતુ કોઇ કાઇ કારણ જણાવી શકયુ નહિ પછી જમીનદારે બુદ્ધિ વાપરી બીજા પાચ દરવાન અને દાસ દાસીઓને રવાના કરી દીધા

એક દરવાને પૂછ્યુ —" રસ્તે મેળાપ થતા પાલખીઓ પાછી વાળીએ કે?"

• જમીનદારે વિચાર કરી કહ્યુ —" ના, એમ કરવાની જરૂર નથી તમે સાથે સાથે જજો અને રસ્તામા સકટ ન આવી પડે તે સભાળજો "

એ દિવસે સધ્યાકાળ પછી બન્ને પાલખીઓ તાલસોનાપુર જઇ પહોચી હતી, પરતુ દેવદાસ ગામમા નહોતો તે દિવસ દ્વિપ્રહરે એ કલકત્તા ચાલ્યો ગયો હતો

પાર્વતીએ કપાળ ઉપર હાથ પછાડી કહ્યુ —" હાય ભાગ્ય ! '

પછી તે મનોરમાને મળી મનુએ પૂછ્યુ —" પારૂ ! દેવદાસને મળવા આવી હતી કે ?"

પાર્વતીએ કહ્યુ —"ના, મ્હારી સાથે તેડી જવા આવી હતી અહી કોઇ એમનુ પોતાનુ માણસ નથી "

મનોરમા ચુપ થઇ ગઇ થોડા સમય પછી તેણે કહ્યુ — " તુ શુ બોલે છે ?" સાથે લઈ જતા તને શરમ ન આવત ?"

" એમા શરમ આવવા જેવુ શુ હતુ ? પોતાની વસ્તુ હુ લઇ જાઉ એમા શરમ શાની ?"

" રામ રામ, આ તુ શુ બકે છે ? ત્હારે ને તેને કોઇ પણ પ્રકારનો સબધ નથી—આવી વાત તુ મુખમા લાવીશ નહિ "

પાર્વતીએ મ્લાન હાસ્ય કરી કહ્યુ —" મનુબ્હેન ! સમજણ આવ્યા પછી જે વાતે મનમા વાસ કર્યો છે તે કોઇ વખતે મુખની બ્હાર નીકળી પડે છે હુ તને બ્હેન માનુ છે તેથી જ તું એ વાત સાભળી શકી છે "

બીજે દિવસે પ્રભાતકાળે પાર્વતી માતાપિતાના ચરણોમા પ્રણામ કરી પુન પાલખીમા બેસી શ્વસુરપક્ષ તરફ ચાલી ગઈ



# પ્રકરણ ૧૫ મું

## કેવળ સ્નેહને માટે !

આજકાલ કરતાં બે વર્ષથી અશથઝુરી નામક ગામડામા ચદ્રમુખીએ ઘર બાધ્યુ હતુ ન્હાની નદીને તીરે એક ઉચી જગ્યાએ તેણે માટીની બે ઓરડીઓ તૈયાર કરાવી હતી નજીક એક છાપરી નીચે ગાય બાંધેલી હતી બે ઓરડીમાની એકમા તેનુ રસોડુ હતુ તથા બીજીમા તે શયન કરતી હતી આગણુ સ્વચ્છ હતુ આંગણા નજીક તુળશી રોપવામા આવી હતી સ્હામે નદીનો ઘાટ હતો કેટલાક લોકો પાસે ખજુરીના ઝાડ કપાવી સીડી તૈયાર કરાવી હતી ચદ્રમુખી સિવાય એ ઘાટનો ઉપયોગ બીજુ કોઇ કરતુ નહિ વર્ષાઋતુમા નદી જ્યારે ભરાઇ જતી ત્યારે ચદ્રમુખીના મકાનથી જળ થોડુ જ નીચુ રહેતુ વર્ષાઋતુમાં ગામ લોક આવી આંગણામા પુષ્કળ માટી નાખી તેને ઉચુ કરી જતા હતા એ ગામડામા ભદ્ર લોકોની સખ્યા બિલકુલ નહોતી ખેડુત, ગોવાળીઆ, રબારી, મોચી વગેરે નિમ્ન વર્ગના મનુષ્યો નો જ એ ગામમા વાસ હતો ચદ્રમુખીએ આ ગામમા આવી દેવદાસને ખબર મોકલી હતી ઉત્તરમાં દેવદાસે બીજા થોડા રૂપિયા મોકલી આપ્યા હતા એ રૂપિયા ચદ્રમુખી ગામ લોકોને ઉછીના આપતી હતી આપદ વિપદમા એ લોકો ચદ્રમુખી પાસે દોડી આવતા હતા તથા રૂપિયા મેળવી પ્રફુલ્લ મુખે ઘેર ચાલ્યા જતા હતા ચદ્રમુખી કોઇની પાસે વ્યાજ લેતી નહિ વ્યાજના બદલામા લોક શાકભાજી, ચાર વગેરે રાજી ખુશીથી આપી જતા હતા ધીરવામા આવેલી રકમ માટે પણ ચદ્રમુખી કડક ઉઘરાણી કરતી નહિ જેનાથી અસલ રકમ ન આપી શકાય તે નહોતુ આપતુ એવા વખતે ચદ્રમુખી હસીને કહેતી – "હવે તને કદાપિ કાઇ આપીશ નહિ "

દેણદાર મનુષ્ય નત્ર ભાવે કહેતુ' કે "મા ! આ વખતે મોસમમા સારો પાક થાય એવો આશીર્વાદ આપો."

ચંદ્રમુખી આશીર્વાદ આપતી વળી પાછો કદાચ પાક સારો થતો નહિ જમીનદારના મહેસુલ માટે જબરો તગાદો થતો—ફરીથી દેણદાર આવી રડી પડી હાથ લબાવતુ, ચદ્રમુખી ફરી પૈસા આપતી તે હસીને મન સાથે કહેતી કે, " ગામ લોક જીવતા રહો, મ્હને પૈસા માટે શી ચિતા છે ?"

પરતુ તે કયાં હતો ? લગભગ છ માસથી ચદ્રમુખીને તેના અર્થાત્ દેવદાસના કાંઈ સમાચાર મળ્યા નહોતા પત્ર લખવામા આવતા ઉત્તર મળતો નહિ, રજીષ્ટર્ડ પત્ર રખડી રઝળી પાછો આવતો એક ગોવાળીઆના કુટુબને ચદ્રમુખીએ પોતાના પાડોશમાં રાખ્યુ હતુ તેણે એ ગોવાળીઆના પુત્રના લગ્નમા સારી મદદ કરી હતી તેને ખેતીના ઓજારો ખરીદી આપ્યા હતા એ કુટુબ ચદ્રમુખીનું આશ્રિત અને અનુગત હતુ એક દિવસે રહવારે ચદ્રમુખીએ એ ગોવાળીયા ભૈરવને બોલાવી કહ્યુ "ભૈરવ ! તાલસોનાપુર અહીથી કેટલુ દૂર છે એ જાણે છે ?"

ભૈરવે વિચાર કરી કહ્યુ—"બે જગલ વટાવીએ એટલે કચેરી આવે છે"

ચદ્રમુખીએ પ્રશ્ન કર્યો—" ત્યા જમીનદાર રહે છે, કેમ ?"

ભૈરવે કહ્યુ —" હા, તેઓ, આખા દેશના જમીનદાર છે આ ગામ પણ તેમનુ જ છે ત્રણ વર્ષથી જમીનદાર સ્વર્ગવાસી થયા છે જમીનદારીમાના સઘળા માણસોને એ વખતે એક મહિના સુધી મિષ્ટાન્ન જમાડવામા આવ્યુ હતુ હમણા જમીનદારના બે છોકરાઓ છે એ ઘણા મ્હોટા--રાજા જેવા લોક છે !"

ચદ્રમુખીએ કહ્યુ —" ભૈરવ ! મ્હને તુ ત્યાં લઈ જઈ શકીશ ?"

ભૈરવે કહ્યુ —" હા, જે દિવસે જવાની ઇચ્છા થાય તે દિવસે કહેજો '

ચદ્રમુખીએ ઉત્સુક થઈને કહ્યુ —" ભૈરવ, ચાલને, આપણે આજે જ જઈએ "

ભૈરવે આશ્ચર્ય પામી કહ્યુ —" આજે જ ? !" પછી ચદ્રમુખાના

મ્હો તરફ જોઇ તે બોલ્યો --"બા ! તમે જલ્દી રસોઈ કરી જમી લ્યો, હુ પણ થોડુ કાચુ કોરૂ ખાવાનુ બાધી લઉ "

ચદ્રમુખીએ કહ્યુ --" ભૈરવ ! મ્હારે રસોઇ બનાવવી નથી, તુ ત્હારે જે બાધવુ હોય તે બાંધી લે.'

ભૈરવે ઘેર જઈ એક વસ્ત્રને છેડે કાચુ કોરૂ ખાવાનુ બાધી લીધુ પછી માથે ફાળીઉ બાધી હાથમા ડાગ લઇ ચદ્રમુખી પાસે આવી તેણે કહ્યુ --" ચાલો, પણ બા ! તમે કાઇ નહિ ખાઓ ?"

ચદ્રમુખી બોલી—"ના, હજી મ્હે સ્નાન સધ્યા કર્યાં નથી, જો વખત મળશે તો ત્યા જ પરવારી લઈશ "

ભૈરવ રસ્તો બતાવતો આગળ ચાલવા લાગ્યો પાછળ ચદ્રમુખી મહાકષ્ટે ચાલવા લાગી અભ્યાસ નહિ હોવાથી બન્ને પગ ક્ષત વિક્ષત થઈ લોહીથી ભીજાવા લાગ્યા મધ્યાન્હના પ્રખર તાપથી તેનુ આખુ મ્હો લાલચોળ થઇ ગયુ સ્નાનાહાર કરેલો નહિ હોવા છતા ચદ્રમુખી ખેતરો પછી ખેતર વટાવી જવા લાગી ખેડૂતો આશ્ચર્ય પામી તેના તરફ જોઈ રહ્યા

ચદ્રમુખીએ એક લાલરગનુ ગવન પહેર્યુ હતુ હાથમાં બે જોડ બગડીઓ હતી માથા ઉપર કપાળ સુધી ઘુમટો ખેચ્યો હતો તથા આખા દેહને તેણે બિછાનાની લાબી ચાદરથી ઢાંકી દીધો હતો સૂર્યનો અસ્ત થવાને જ્યારે વિશેષ વિલબ નહોતો ત્યારે બન્ને જણાં ગામમા જઇ પહોચ્યા ચદ્રમુખીએ સહજ હસીને કહ્યુ --' ભૈરવ ! ત્હારા બે ખેતર હવે પૂર્ણ થયાં કે ?"

ભૈરવે એ પરિહાસને સમજી નહિ શકતાં સરળ ભાવથી કહ્યુ-" માજી, અહી આવી તો પહોચ્યા, પરતુ તમારૂ સુખી શરીર અત્યારે પાછુ ફરી શકશે કે ?"

ચદ્રમુખીએ પોતાના મન સાથે કહ્યુ —" આજે તો શું પણ કાલે સુદ્ધા એ રસ્તો ચાલી શકુ તેમ નથી " પ્રકાશમા તેણે કહ્યુ - " ભૈરવ ! અહી બળદગાડી મળશે ?"

" હા, બળદગાડી ભાડે કરી લાવુ ?"

ચદ્રમુખીએ સમતિ દર્શાવી જમીનદારના મકાનમા પ્રવેશ કર્યો ભૈરવ ગાડી નક્કી કરવા બીજી દિશા તરફ ચાલ્યો ગયો જમીન

દારના મકાનમાં ઉપરને મજલે અંદરના ભાગમા આવેલા છજામાં મ્હોટી વહૂ (આજકાલ જમીનદારની ગૃહિણી) બેઠી હતી એક દાસી ચંદ્રમુખીને ત્યા લઇ ગઇ ઉભયે ઉભયનુ નિરીક્ષણુ કર્યું ચંદ્રમુખીએ નમસ્કાર કર્યા. મ્હોટી વહૂ કનકના અંગ ઉપર પુષ્કળ અલંકારો હતા નેત્રોના ખુણાઓમાથી અહંકાર બ્હાર ફાટી નીકળતો હતો બન્ને ઓષ્ઠ તથા દાંત વિશેષ પાનતમાકુ ખાવાની ટેવથી કાળા પડી ગયા હતા એક તરફનો ગાલ ફુલેલો હતો. તેમા કદાચ પાનતમાકુ ભરેલા હશે ચોટલો એટલો બધો ખેચીને—કસીને બાંધ્યો હતો કે અંબોડો માથા ઉપર ચઢી ગયેલો દેખાતો હતો કાન તથા નાક ઘરેણુથી ભરેલાં હતાં

ચંદ્રમુખીએ જોયુ કે, કનકનો દેહ ભરાવદાર હોઇ તેનો વર્ણ કાળાશ પડતો હતો મુખાકૃતિ ગોળાકાર હતી તેનો પહેરવેશ જોઈ ચંદ્રમુખીને તિરસ્કાર ઉપજ્યો વળી કનકે જોયુ કે, ચંદ્રમુખીના અંગમા રૂપ શમાતુ નહોતુ બન્નેની ઉમ્મર સરખી લાગવા છતાં એ વાતનો કનકે પોતાના મનમા સ્વીકાર કર્યો નહિ આ ગામમાં પાર્વતી સિવાય આવી સૌંદર્યવતી સ્ત્રી બીજી કોઇ તેણે જોઈ નહોતી આશ્ચર્ય પામી તેણે પૂછ્યુ –" તમે કોણુ છો ?"

ચંદ્રમુખીએ કહ્યુ –" હુ આપની જ રૈયત છુ થોડી મહેસુલ બાકી રહે છે તે આપવા આવી છુ માફ કરાવશો તો તમારો ઉપકાર થશે "

મ્હોટી વહૂએ મનમાં ખુશી થઇને કહ્યુ —"એ માટે અહી આવવાની શી જરૂર હતી ? કચેરીમા જ જવુ હતુ !"

ચંદ્રમુખીએ મૃદુ હાસ્ય કરી કહ્યુ –' બા ! અમે દુખી માણુસ છીએ બધુ મહેસુલ ભરી શકવા જેવી અમારી સ્થિતિ નથી. એમ સાંભળ્યુ છે કે, તમે ઘણા દયાળુ છો તેથી જ તમારી પાસે આવી છુ થોડુ મહેસુલ માફ કરાવશો તો તમારો ઉપકાર થશે "

આવા પ્રકારની વાત કનકે પોતાના જીવનમા આજે પ્રથમ સાંભળી તેનામા દયા છે, તે મહેસુલ માફ કરી શકે તેમ છે એવુ સાંભળી મનમાં પ્રસન્ન થઈ ચંદ્રમુખી તેની પ્રિયપાત્રી થઈ પડી

કનકે કહ્યુ —" બ્હેન ! રોજ અમારે એવા ઘણા રૂપિયા માફ કરવા પડે છે, ઘણા માણસો મ્હારી પાસે આવી કરગરે છે મ્હારાથી કોઇને ના કહી શકાતી નથી એ માટે તેઓ (દ્વિજદાસ) મ્હારા ઉપર ઘણો ક્રોધ કરે છે ઠીક છે, તમારુ કેટલુ મહેસુલ બાકી છે ?"

" વધારે નહિ, ફકત બે રૂપિયા પણ એ બે રૂપિયા મ્હારી આગળ પહાડ જેવા છે આજે આખો દિવસ ચાલીને હુ અહી આવી છુ "

કનકે કહ્યુ --"અરે ! તમે દુ ખી માણસ છો મ્હારે દયા કરવી જોઇએ ઓ બિંદુ ! આ બાઇને બ્હાર લઇ જા કારભારી મહાશયને મ્હારૂ નામ દઈ કહેજે કે, એમના બે રૂપિયા માફ કરે ઠીક બ્હેન ! તમારૂ ઘર કયા છે ?"

ચદ્રમુખીએ કહ્યુ --આપના રાજત્વમાં—અશથઝુરી ગામ મા ઠીક બા, હમણા જમીનદારીના બે ભાગ છે ને ?"

કનકે કહ્યુ --" બે ભાગ શાના ? થોડા દિવસમા બધુ અમારૂ જ થશે "

ચદ્રમુખીએ ચિતાતુર બની પૂછ્યુ --" ન્હાના ભાઇ બહુ દેવાદાર છે કે ?"

કનકે વિસ્મત હાસ્ય કરી કહ્યુ —" એમની મિલકત અમારા કબ્જામા છે ન્હાનાભાઈ છેક બગડી ગયા છે કલકત્તામા પુષ્કળ દારૂ પી રાડોને ત્યાં પડી રહે છે હિસાબ ગણી ન શકાય એટલા બધા રૂપિયા ઉડાવી દીધા છે "

ચદ્રમુખીનુ મ્હોં લેવાઈ ગયુ થોડી ક્ષણ પછી તેણે પૂછ્યુ – "બા, ન્હાનાભાઇ ઘેર આવતા જ નથી કે ?"

કનક બોલી —" ના કેમ આવે ! રૂપિયાની જરૂર પડે છે ત્યારે આવે છે દેવુ કરે છે, પોતાનો ભાગ છોડી રૂપિયા લઇ ચાલ્યા જાય છે બે મહિના ઉપર અહી આવી બારહજાર રૂપિયા લઇ ગયા છે તેઓ વિશેષ કાળ સુધી જીવે એવી આશા નથી– આખા શરીરે ખરાબ રોગ થયો છે–રામ-રામ !"

ચદ્રમુખી કપી ઉઠી મલિન મુખે તેણે પુછ્યુ —" કલકત્તામાં તેઓ ક્યાં રહે છે ?"

કનકે કપાળ ઉપર સહજ હાથ પછાડી હાસ્યમુખે કહ્યું – "ક્યા પડી રહે છે એ કોઈ જાણતુ નથી ગમે તે હૉટેલમા ખાય છે અને મરજીમા આવે એ રાડને ત્યા પડી રહે છે એ શુ કરે છે અને શુ નહિ તે તેમનો જમ જ જાણે છે"

એકાએક ઉભી થઈ ચદ્રમુખીએ કહ્યું —" હુ જાઉ છુ –"

કનકે સહજ આશ્ચર્ય પામી કહ્યું —" જશો ? અરે ઓ બિદુ—"

ચદ્રમુખી વચ્ચે જ બોલી ઉઠી —" માણુસની જરૂર નથી હુ એકલી કચેરીમાં જઇ શકીશ " આમ કહી તે બ્હાર ચાલી ગઇ મકાનની બ્હાર નીકળતા ભૈરવ બળદગાડી સાથે રાહ જોતો તેની નજરે પડયો એ રાત્રે જ ચદ્રમુખી ઘેર પાછી ફરી સ્હવારે ફરીથી ભૈરવને બોલાવી તેણે કહ્યું — " ભૈરવ ! આજે મ્હારે કલકત્તે જવુ છે ત્હારાથી આવી શકાય તેમ નહિ હોવાથી ત્હારા દીકરાને સાથે લઈ જઈશ "

ભૈરવ —જેવી તમારી ઇચ્છા કલકત્તે કાંઈ જરૂરી કામ છે કે ?

ચદ્રમુખી –હા, ભૈરવ ! ઘણુ જરૂરી કામ છે

ભૈરવ –માજી, ક્યારે પાછા આવશો ?

ચદ્રમુખી —ચોક્કસ કહી શકતી નથી કદાચ જલ્દી પાછી આવુ અને કામ ન થાય તો વાર પણુ લાગે વળી હુ પાછી ન આવુ તો આ ઘરબ્હાર ત્હારા છે

પ્રથમ તો ભૈરવ અવાક્ બની ગયો ત્યાર પછી તેની બન્ને આખોમા જળ ભરાઈ આવ્યુ તેણે કહ્યું —" માજી, તમે પાછા નહિ આવો તો ગામનુ એક પણુ માણુસ બચશે નહિ "

ચદ્રમુખીએ સજળનયને મૃદુહાસ્ય કરી કહ્યું —" ભૈરવ ! હુ કેવળ બે વર્ષથી જ અહીં આવી છુ એ પહેલા ગામના માણુસો કેવી રીતે બચતાં હતા ? "

આ વાક્યનો ઉત્તર મૂર્ખ ભૈરવ આપી શક્યો નહિ, પરતુ ચદ્રમુખી પોતાના મનમા સઘળુ સમજી શકી. ભૈરવનો છોકરો કેવળીઓ ફક્ત તેની સાથે જવાનો હતો ગાડીમા જરૂરી સામાન ભરી તેમાં બેસતી વખતે ઘણુા સ્ત્રી પુરૂષ મળવા આવ્યા તેમની

સહુની આંખો આંસુથી ભીંજાયલી હતી ચંદ્રમુખીના નેત્રોમાંથી પણ અશ્રુજળની વૃષ્ટિ થતી હતી બળ્યું કલકત્તા ! જો દેવદાસ માટે જવાનું ન હોત તો કલકત્તાની રાણીગિરી મેળવવા માટે પણ ચંદ્રમુખી આટલા બધા સ્નેહને તુચ્છ કરી જઇ શકત નહિ

બીજે દિવસે તે ક્ષેત્રમણિને ઘેર જઇ પહોંચી ચંદ્રમુખી પહેલા જે મકાનમાં રહેતી હતી તેમાં બીજું ભાડુત આવ્યું હતું. ક્ષેત્રમણિએ વિસ્મિત બની પૂછ્યું –" બ્હેન ! આટલા દિવસ સુધી કયાં હતી ?"

ચંદ્રમુખીએ ખરી વાત છુપાવી કહ્યું –" અલ્હાબાદમાં હતી "

ક્ષેત્રમણિએ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના સર્વાંગને જોઇ કહ્યું – "ત્હારાં ઘરેણાંગાંઠા કયાં ગયાં ?"

ચંદ્રમુખીએ હસીને ટૂંકમાં કહ્યું —"બધુંય છે "

તે દિવસે ચંદ્રમુખીએ પેલા મોદીને મળી પૂછ્યું —"તમારી પાસે મ્હારા કેટલા રૂપિયા લેણા પડે છે ?"

મોદીએ માથું ખંજવાળતા કહ્યું —" પચાસ સાઠ રૂપિયા હશે બેએક દિવસ પછી જોગવાઇ કરી આપીશ "

" તમારે કાંઇ આપવાનું નથી ફક્ત મ્હારૂં થોડું કામ તમારે કરવાનું છે "

"શું ?"

" બે દિવસ મહેનત કરવાની છે અમારા લત્તામાં એક ભાડાનું મકાન જોઈએ, સમજ્યા ?"

મોદીએ હસીને કહ્યું —" બરાબર સમજ્યો!"

" મકાન સારૂં હોવું જોઇએ સુંદર બિછાનું, ગાદી તકીઆ, બત્તી, બે ખુરસી એક ટેબલ એ સઘળાની વ્યસ્થા હોવી જોઇએ, સમજ્યા ?"

મોદીએ મસ્તક હલાવી સંમતિ દર્શાવી

"આરસી, કાંસકી અને બે ફૅન્સી ગવન જોઈએ વળી ગિલ્ટ કરેલાં ઘરેણાં કયાં મળે છે એ જાણો છો ?"

મોદીએ ઠેકાણું કહ્યું ચંદ્રમુખી બોલી –" એક શેટ સારાં ઘરેણાં પણ ખરીદવાના છે. હું સાથે આવી પસંદ કરીશ." પછી

તેણે હસીને કહ્યુ —"મ્હને જે કાંઇ જોઇએ તે કહ્યુ,–એક દાસીને પણ રાખવી પડશે"

મોદીએ પૂછ્યુ—" આ બધી વ્યવસ્થા કેટલા વખતમા કરવાની છે ?"

"બને તેટલી ઝડપથી એ ત્રણ દિવસમા બધી વ્યવસ્થા થઇ જવી જોઇએ ' આમ કહી ચદ્રમુખીએ મોદીના હાથમા સો રૂપિયાની નોટ આપી કહ્યુ—" સારી વસ્તુઓ લેજો, સસ્તી કામમા નહિ આવે"

ત્રીજે દિવસે તે નવીન મકાનમા ચાલી ગઇ કેવળરામની મદદથી આખો દિવસ મકાનને સુસજ્જિત કરવામાં તેણે વીતાડ્યો સધ્યાકાળ થતા પૂર્વે તે પોતાના દેહને સુસજ્જિત કરવા લાગી સાબુથી મ્હો ધોઇ તેના ઉપર પાઉડર લગાવ્યો, પગને આલતાથી રગ્યા પાન ખાઇ ઓષ્ઠને રગ્યા ત્યાર પછી સર્વાગે ઘરેણા પહેરી, નવીન, ફેન્સી વસ્ત્ર પહેરી, આજે ઘણા દિવસ વાળ સમારી કપાળમાં ટિપકી કરી, આયનામા મ્હોં જોઇ મનમા ને મનમા હસી તેણે કહ્યુ—" હજી આ ભાગ્યમા શુ શુ લખાયલુ હશે !"

ગામડીઓ છોકરો કેવળરામ આ અભિનવ સાજસજ્જા જોઈ બ્હીને બોલ્યો—" માજી, આ બધુ શુ છે ?"

ચદ્રમુખીએ હસીને કહ્યુ—" કેવલા ! આજે મ્હારા વર આવવાના છે"

કેવલરામ આશ્ચર્ય પામી જોઈ જ રહ્યો સધ્યા સમયે ક્ષેત્રમણિએ ફરતા ફરતા ચદ્રમુખી પાસે આવી કહ્યુ—" બ્હેન ! આ વળી પાછુ શુ છે?"

ક્ષેત્રમણિએ થોડા સમય સુધી જોઈ રહી કહ્યુ—" બ્હેનની ઉમ્મર વધે છે તેમ રૂપ પણ વધતુ જાય છે?"

ક્ષેત્રમણિના ચાલ્યા ગયા પછી ચદ્રમુખી ઘણા દિવસ પહેલા જેવી રીતે બારી પાસે બેસતી હતી તેવી રીતે બેઠી એકાગ્રદષ્ટિથી તે રસ્તા તરફ જોઈ રહી આજ તેનુ કાર્ય હતુ, આ કાર્ય કરવા તે આવી હતી જ્યાં સુધી કલકત્તામા રહેશે ત્યા સુધી તે આ કાર્ય કરશે કોઇ નવીન માણસ તેની પાસે આવવાની ઈચ્છાથી

બારણા ઠલતો તો કેવલરામ તેને શીખવવામા આવ્યા પ્રમાણે 'અહી નહિ' કહેતો હતો

કોઇ જુનો ઓળખાતો માણુસ આવતા ચદ્રમુખી તેને બેસાડી તેની સાથે હસીને વાત કરતી હતી વાતમાને વાતમાં તે દેવદાસની હકીકત પૂછતી, તેના તરફથી સતોષકારક ઉત્તર મળતો નહિ એટલે ચદ્રમુખી પોતે બ્હાર નીકળી પડતી હતી તે ગલીએ ગલીએ અને બારણે બારણે ફર્યા કરતી હતી છુપી રીતે બારણા પાસે ઉભી રહી કાન માડી અદરની વાત સાભળતી હતી વિવિધ માણુસો વિવિધ વાતચિત કરતા સભળાતા હતા, પરતુ જે વાત સાભળવાની ઇચ્છા હતી તે સાભળવામા આવતી ન હતી કોઇ કોઈ પાછળથી એક એક આવી ચદ્રમુખીનો હાથ પકડવાનો પ્રયત્ન કરતુ, પણ ચદ્રમુખી તત્કાળ દૂર ખસી જતી હતી બપોરે ચદ્રમુખી તેની બ્હેનપણીઓને ઘેર જતી હતી તથા વાતમાને વાતમા પૂછતી કે, 'કોઈ દેવદાસને ઓળખે છે ?"

તેઓ સ્હામો પ્રશ્ન કરતી કે, "કયો દેવદાસ ?"

ચદ્રમુખી ઉત્સુક થઈ જઇ ઓળખાણ આપતી કે, ઘઉ વર્ણું શરીર છે, માથા ઉપર રૂક્ષ વાળ છે, કપાળની જમણી બાજૂએ એક વાનુ ચિહ્‌ન છે, પૈસાદાર માણુસ છે, પાણીની માફક પૈસા ઉડાવ છે–વગેરે

આમ છતા કોઇ દેવદાસની ખબર આપી શકતુ નહિ નિરાશ બની ચિતાતુર મુખે ચદ્રમુખી ઘેર પાછી ફરતી હતી ગભીર રાત્રિ સુધી જાગી તે રસ્તા તરફ જોઇ રહેતી હતી ઉઘ આવતા વિરક્ત થતી હતી મનમાં ને મનમા તે કહેતી, "આ ઉઘવાનો વખત છે કે ?"

ધીમે ધીમે એક મહિનો પસાર થઇ ગયો કેવલરામ પણ અધીર બની ગયો દેવદાસ કલકત્તામા નથી એવો સદેહ ચદ્રમુખીને પણ થવા લાગ્યો આમ છતા આશાને પકડી રાખી, દેવતાના ચરણમાં એકાન્ત ચિત્તે પ્રાર્થના કરી તે દિવસો પસાર કરવા લાગી

કલકત્તા આવ્યા પછી દોઢ માસ પસાર થઇ ગયો હતો આજે રાત્ર ચદ્રમુખીનુ ભાગ્ય પ્રસન્ન થયુ એ વખતે રાતના

અગીઆર વાગ્યા હતા નિરાશ બની ચદ્રમુખી ઘેર પાછી ફરતી હતી, એવામા રસ્તાની બાજૂએ એક માણુસને પડી રહી પોતાની મરજી પડે એમ બકતો તેણે જોયો ચદ્રમુખીનુ હૃદય એકાએક ધબકી ઉઠ્યુ એ કઠસ્વર પરિચિત હતો ! કરોડ લોકોની અદ રથી પણુ ચદ્રમુખી એ અવાજને ઓળખી શકત એ સ્થળે સહજ અધકાર હતો પેલો માણુસ દારૂ પી ભાનસાન ગુમાવી જમીન ઉપર આડો પડયો હતો ચદ્રમુખીએ નજીક જઇ તેના શરીરને હાથ લગાડી કહ્યુ –"તમે કોણુ છો ? આવી રીતે અહીં કેમ પડી રહ્યા છો ?"

એ માણુસે સૂર કાઢી કહ્યુ —

"સાભળ મ્હારી સજની, તુ કયાં રમી આવી રજની ?"

ચદ્રમુખીને સહજ પણુ સદેહ રહ્યો નહિ તેણે કહ્યુ — "દેવદાસ ?"

દેવદાસે પડી રહીને કહ્યુ —"હુ છુ"

"અહીં શા માટે પડી રહ્યા છો ? ઘેર આવો છો ?"

"ના—અહીં સારૂ છે"

"થોડો દારૂ પીવો છે ?"

"હા," કહી તે ચદ્રમુખીના ગળામા વળગી પડયો તથા કહ્યુ, "આવુ ઉદાર સ્નેહી કોણુ છે ?"

ચદ્રમુખીનાં નેત્રોમાંથી આંસુ સરી પડવા લાગ્યાં દેવદાસે માહા મહેનતે લથડીઆં ખાતાં ખાતા ચદ્રમુખીનુ ગળુ પકડી કોઇ પણુ રીતે ઉઠી ઉભા થઇ થોડી ક્ષણુ સુધી ચદ્રમુખીના મ્હોં તરફ જોઈ કહ્યુ —"વાહ ! આ તો ઘણી સુદર વસ્તુ છે !"

ચદ્રમુખીના રૂદનમાં હાસ્ય ભળ્યુ તે બોલી —"હા, સુદર છે હવે મ્હારા ખભા ઉપર હાથ મૂકી આગળ ચાલો, એક ગાડી કરી લઇએ"

દેવદાસે ચદ્રમુખીના ખભા ઉપર હાથ મૂકી ચાલતાં ચાલતા કહ્યુ — "સુદરિ ! તુ મ્હને ઓળખે છે કે ?"

ચદ્રમુખીએ ઉત્તર આપ્યો —"હા, ઓળખુ છુ"

ચંદ્રમુખી સાથે ગાડીમાં બેસી દેવદાસ તેને ઘેર ગયો દ્વાર નજીક ઉભા રહી લથડતાં લથડતા ખીસ્સામા હાથ નાખી તેણે

કહ્યુ, "સુદરી! તુ ઉપાડી લાવી, પણ ખીસ્સુ ખાલી છે"

ચન્દ્રમુખીએ ચુપકીદીથી તેનો હાથ ખેચી બિછાના પાસે લઇ જઈ તેમા તેને સૂવાડી દઇ કહ્યુ –"ઉધી જાઓ"

દેવદાસે અસ્પષ્ટ સ્વરે કહ્યુ –"કાંઈ મતલબ છે કે શુ? મ્હે કહ્યુ તો ખરૂ કે, ખીસ્સુ ખાલી છે,—તને કાંઈ મળે તેમ નથી, સમજી કે રૂપસુદરી?"

રૂપસુદરી એ સમજી હતી તેણે કહ્યુ —"કાલે આપજો"

દેવદાસે કહ્યુ –"એટલો બધો વિશ્વાસ ઉચિત નથી શુ જોઇએ છીએ તે કહે?"

ચન્દ્રમુખીએ કહ્યુ –"કાલે સાભળજો," આમ કહી તે પાસેના ખડમાં ચાલી ગઈ

દેવદાસની ઊઘ ઉડી ત્યારે વેળા થઇ ગઇ હતી એ ઓરડામા કોઈ નહોતુ

ચન્દ્રમુખી સ્નાન કરી નીચે રસોઈ બનાવતી હતી દેવદાસે જોયુ કે, એ મકાનમા તે કદાપિ આવ્યો નહોતો ઘરની એક પણ વસ્તુને તે ઓળખી શક્યો નહિ ગઈ રાતની કોઈ પણ વાત તેને યાદ આવી નહિ કેવળ એક વ્યક્તિની આતરિક સેવાનુ તેને સ્મરણ થઇ આવ્યુ કોઈએ જાણે ઘણા સ્નેહથી ખેચી લાવી તેને સૂવાડી દીધા હતો એવામા ચન્દ્રમુખીએ એ ઓરડામા પ્રવેશ કર્યો રાતની સાજ સજ્જામા તેણે ઘણો ફેરફાર કરી નાખ્યો હતો શરીર ઉપર ઘરેણા જો કે હતાં, પરતુ ફૂન્મી ગવન, કપાળમાની ટિપકી, મુખ ઉપરના પાનના ડાઘ વગેરેમાંનુ કાંઈ નહોતુ તદ્દન સાદુ વસ્ત્ર પહેરી તે દેવદાસ પાસે ઉપસ્થિત થઇ હતી દેવદાસે તેના મુખ તરફ જોઈ હસી પડી કહ્યુ —"કાલે કયા સ્થળે લૂટ કરી મ્હને ઉપાડી લાવી?"

ચન્દ્રમુખીએ કહ્યુ –"લૂટ કરી નથી, કેવળ રસ્તામાથી ઉપાડી લાવી છુ"

દેવદાસે એકાએક ગભીર બની કહ્યુ –"એ તો જાણે સમજ્યો, પણ ત્હારામા આવો ફેરફાર કયાથી? શરીર ઉપર ઘરેણા પણ સમાતા નથી એ ઘરેણા કોણે આપ્યાં?"

ચંદ્રમુખીએ દેવદાસના મુખ તરફ તીવ્ર દૃષ્ટિપાત કરી કહ્યું, " પાછા—"

દેવદાસે હસીને કહ્યું –"ના ના, હું એમ નથી કહેતો સાધારણ મજાક કરવામાં પણ દોષ છે કે ? ક્યારે આવી ?"

ચંદ્રમુખીએ કહ્યું –" દોઢ માસ થયો '

દેવદાસે મનમાં ને મનમાં કાંઇ હિસાબ કર્યો પછી પૂછ્યું –"મ્હારે ઘેર જઇ આવ્યા પછી તરત અહીં આવી છે, કેમ ?"

ચંદ્રમુખીએ વિસ્મીત બની કહ્યું – ' હું તમારે ઘેર ગઈ હતી એ તમે કેવી રીતે જાણી શક્યા ?"

દેવદાસે ઉત્તર આપ્યો –" તું ચાલી ગઇ પછીથી હું ઘેર ગયો હતો જે દાસી તને ભાભી પાસે લઈ ગઇ હતી તેને મુખે મ્હે એવી વાત સાંભળી હતી કે,–કાલે અશથઝુરી ગામથી એક ઘણી રૂપવતી સ્ત્રી આવી હતી એટલી વાત ઉપરથી હું બધું સમજી શક્યો હતો ઠીક, આટલા બધાં ઘરેણાં ફરી કેમ ઘડાવ્યાં ?"

ચંદ્રમુખીએ કહ્યું —"ઘડાવ્યાં નથી, બધાં ગિલ્ટ કરેલાં ઘરેણાં છે કલકત્તા આવીને ખરીદ્યાં છે વિચાર કરી જુઓ કે, તમારે માટે મ્હારે કેટલું નકામું ખર્ચ કરવું પડ્યું ! આમ છતાં કાલે તમે મ્હને ઓળખી પણ ન શક્યા "

દેવદાસે હસી પડી કહ્યું –' તને નહોતો ઓળખી શક્યો, પરંતુ ત્હારી સેવાને ઓળખી શક્યો હતો ઘણી વખત એવો વિચાર આવ્યો હતો કે, મ્હારી ચંદ્રમુખી સિવાય આટલી બધી સેવા બીજું કોણ કરે ? '

આનંદની અધિકતાથી ચંદ્રમુખીને રડવાની ઈચ્છા થઈ આવી થોડી ક્ષણ ચુપ રહ્યા પછી તેણે કહ્યું —"દેવદાસ ! હવે મ્હારો પહેલાંના જેટલો તિરસ્કાર કરતા નથી, ખરૂં ને ?"

દેવદાસે કહ્યું —"ખરૂં છે હવે ઉલટો હું તને ચાહું છું "

બપોરે દેવદાસ સ્નાન કરતો હતો એ વખતે ચંદ્રમુખીએ એના પેટ ઉપર ફલાનેલનો એક કટકો બાંધેલો જોયો ભયભીત બની તેણે કહ્યું —"આ શું ? ફલાનેલ કેમ બાંધી છે ?"

દેવદાસે કહ્યું —"પેટમાં થોડો દુખાવો થાય છે તું ચિંતાતુર કેમ બની ગઇ ?"

ચંદ્રમુખીએ કપાળ ઉપર હાથ પછાડી કહ્યું—"સર્વ નાશ તો નથી કર્યો ને ? લીવરમાં દુઃખ નથી થયું ને ?"

દેવદાસે હસીને કહ્યું —"ચંદ્રમુખી, લીવરનું દર્દ થયું હોય એમજ લાગે છે" તે દિવસે ડૉક્ટરે આવી ઘણા સમય સુધી પરીક્ષા કરી લીવરનું દર્દ હોવાનું જણાવ્યું તેણે ઔષધ આપ્યું તથા જો પૂરતી સાવધાનતા નહિ રાખવામાં આવે તો વિષમ અનર્થ થશે એમ કહ્યું એ શબ્દોનો અર્થ બન્ને સમજ્યાં ! ઘેર ખબર મોકલી ધર્મદાસને તેડાવવામાં આવ્યો ચિકિત્સા માટે બૅંકમાથી રૂપિયા મંગાવવામાં આવ્યા બે દિવસ વીતી ગયા ત્રીજે દિવસે દેવદાસને તાવ આવ્યો તેણે ચંદ્રમુખીને બોલાવી કહ્યું —"બરાબર વખતે આવી પહોંચી નહિ તો કદાચ મુલાકાત ન થાત"

આંખો લુછી ચંદ્રમુખી જીવ પાથરી ચાકરી કરવા લાગી બન્ને હાથ જોડી તેણે પ્રાર્થના કરી —'હે ભગવાન ! કંઈ વખતે આટલા કામમાં આવીશ એવી આશા સ્વપ્નમાં પણ ન હોતી કરી તમે દેવદાસને સાજા કરો"

લગભગ એક મહિના સુધી દેવદાસ બિછાનામાં પડી રહ્યો ત્યાર પછી ધીમે ધીમે તેને આરામ થવા લાગ્યો, દર્દે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું નહિ

એવામાં એક દિવસે દેવદાસે કહ્યું —"ચંદ્રમુખી, ત્હારૂં નામ બહુ મ્હોટું છે હાંક મારતા અડચણ થાય છે હું એને ન્હાનું કરી નખવા ઇચ્છું છું"

ચંદ્રમુખીએ કહ્યું —"ભલે"

દેવદાસે કહ્યું —"ત્યારે આજથી હું તને વહુ કહીને બોલાવીશ"

ચંદ્રમુખી હસી પડી તેણે કહ્યું —"ભલે તેમ કહેજો, પરંતુ કાંઇ અર્થ તો હોવો જોઈએ !"

"બધી વાતોના અર્થ હોય છે કે ?"

જો ઈચ્છા હોય તો વહુ કહીને બોલાવજો પરંતુ શા કારણથી એવી ઈચ્છા થઇ છે એ પણ નહિ નહો કે ?"

"ના, એ કારણ કદાપિ પૂછીશ નહિ"

ચંદ્રમુખીએ મસ્તક હલાવી કહ્યું —" ઠીક, નહિ પૂછું "

દેવદાસે ઘણા સમય સુધી ચુપ રહ્યા પછી એકાએક ગંભીર ભાવથી પૂછ્યું —"વહુ ! તું મ્હારી કોણ છે કે આવી રીતે તન તોડીને સેવા કરે છે?"

ચંદ્રમુખી શરમાળ વહુ નહોતી અને અબોધ બાળિકા પણ નહોતી દેવદાસના મુખ તરફ શાન્ત દૃષ્ટિથી જોઇ સ્નેહજડિત કંઠે તેણે કહ્યું —" તમે મ્હારૂં સર્વસ્વ છો એ આજે પણ નથી સમજી શકયા કે ?"

દેવદાસ દિવાલ તરફ જોઈ રહ્યો હતો, તે તરફ જોઇ રહી ધીમે ધીમે તેણે કહ્યું —"સમજી શકયો છું, પરંતુ તેથી જોઈએ એવો આનંદ થતો નથી પાર્વતીને હું કેટલી બધી ચાહું છું, એ મ્હને કેટલો બધો ચાહે છે, છતાં એમાં કેટલું દુંખ છે! ઘણું દુંખ મળતાં એવા માર્ગે ફરી પગ નહિ મૂકવાનો મ્હેં વિચાર કર્યો હતો, ઇચ્છાપૂર્વક મ્હેં પગ મૂકયો પણ નથી, છતાં તે શામાટે આમ કર્યું ? તે જોર કરી મ્હને શામાટે બાંધ્યો ?"

ચંદ્રમુખી મ્હો ઉપર વસ્ત્રનો પાલવ દબાવી બિછાનાને એક છેડે ચુપકીદીથી બેસી રહી દેવદાસ ફરી મૃદુકંઠે કહેવા લાગ્યો–"તમારા બન્નેમાં કેટલું મળતાપણું છે અને કેટલી વિરૂદ્ધતા છે. એક જણ અભિમાની અને ઉધ્ધત છે ત્યારે બીજું શાન્ત તથા સંયત છે ! એ કાંઈ સહન કરી શકતી નથી ત્યારે તું પુષ્કળ સહન કરી શકે છે ! તે યશવતી અને કીર્તિવતી છે ત્યારે લોકો તને કલંકિની તરીકે ઓળખે છે! સહુ એને ચાહે છે ત્યારે તને કોઇ ચાહતું નથી છતાં હું તો તને ચાહું છું જ અને ચાહીશ "

આમ કહી એક ગાઢ નિશ્વાસ મૂકી તે ફરીથી બોલ્યો —"પાપપુણ્યનો ન્યાય કરનાર ત્હારો શો ન્યાય કરશે એ હું જાણતો નથી, પરંતુ મૃત્યુ પછી જો ફરીથી મેળાપ થશે તો હું ત્હારાથી કદાપી દૂર રહી શકીશ નહિ "

ચંદ્રમુખીએ ચુપકીદીથી રડી હૃદયનો ભાર હલકો કર્યો મનમાં ને મનમાં તે પ્રાર્થના કરવા લાગી —"ભગવાન્ ! જો કોઇ કાળે, કોઈ જન્મે આ પાપિષ્ઠાનું પ્રાયશ્ચિત્ત થાય તો મ્હને એજ પુરષ્કાર આપજો !"

બે મહિના પસાર થઈ ગયા હતા દેવદાસે આરોગ્ય મેળવ્યુ હતુ, પરતુ શરીર બરાબર સુધર્યું નહોતુ, હવાફેર કરવાની ખાસ જરૂર હતી કાલે તે પશ્ચિમ તરફ ફરવા જવાનો હતો તથા સાથે એકલા ધર્મદાસને લેવાનો હતો

ચદ્રમુખી આગ્રહપુર્વક કહ્યા કરતી હતી કે, 'તમારે એક દાસીની પણ જરૂર છે, મ્હને સાથે આવવા દ્યો "

દેવદાસે કહ્યુ –"એમ તો નજ બને બીજુ ગમે તે કર પણ મ્હારાથી એટલા બધા બેશરમ નહિજ થઇ શકાય"

ચદ્રમુખી ચુપ થઇ ગઇ તે મૂર્ખ ન હોતી તેથી સઘળુ સમજી ગઈ બીજુ ગમે તેમ હો, પણ આ દુનિયામા તેને ઇજ્જત ન હોતી તેના સહવાસથી દેવદાસને સુખ મળે તેમ હતુ, સેવા મળે તેમ હતી, પરતુ સન્માન મળે તેમ ન હોતુ આખો લુછી તેણે કહ્યુ —"ફરી ક્યારે દર્શન થશે ?"

દેવદાસે કહ્યુ —"કાઈ નક્કી કહી શકતો નથી છતા જીવતો હોઇશ ત્યાં સુધી એક દિવસને માટે પણ હુ તને ભુલીશ નહિ તને જોવાની મ્હારી તૃષ્ણા કદાપી મટશે નહિ"

પ્રણામ કરી ચદ્રમુખી દૂર ખસી ગઇ ધીમે ધીમે તે બોલી —"એજ પુરતુ છે એથી વિશેષ આશા હુ રાખતી નથી"

જતી વખતે બીજા બે હજાર રૂપિયા ચદ્રમુખીના હાથમા આપી કહ્યુ –"ત્હારી પાસે રાખ મનુષ્યના શરીરનો કાઈ ભરોસો નથી તુ ભવિષ્યમા સુખમા રહી શકે એવી મ્હારી ઈચ્છા છે"

ચદ્રમુખીએ અદરનો અર્થ સમજી એ રૂપિયા લઈ લીધા આખો લુછી તેણે પુછ્યુ –"એક વાતનો ઉત્તર મ્હને આપતા જાઓ"

દેવદાસે તેના મુખ તરફ જોઇ કહ્યુ --"બેલાશક પુછ"

ચદ્રમુખીએ કહ્યુ –"તમારા ભાભી એમ કહેતા હતા કે, તમારે શરીરે ખરાબ રોગ થયો છે, એ શુ ખરૂ છે ?"

આ પ્રશ્ન સાભળી દુખિત થઈ દેવદાસે કહ્યુ –"ભાભી જે ન કહે તે ઓછુ, પરતુ તુ શુ નથી જાણતી ? મ્હારી કઇ વાત ત્હારાથી અજાણી છે ? એક વિષયમા તુ પાર્વતી કરતા પણ વિશેષ છે"

ચદ્રમુખીએ ફરી એક વખત આખો લુછી કહ્યુ —“સમજી, પરતુ ઘણા સાવધ રહેજો તમારૂ શરીર બીમાર છે માટે ભૂલ કરી બેસતા નહિ” ઉત્તરમા દેવદાસ કેવળ હસ્યો તે કાંઈ બોલ્યો નહિ

ચદ્રમુખીએ કહ્યુ —“બાજી એક ભિક્ષા માગુ છુ, શરીર સહજ પણ બગડે તો તરત મ્હને ખબર પહોચાડજો ’

દેવદાસ તેના મુખ તરફ જોઇ મસ્તક હલાવી ચુક —‘વારુ ખબર પહોચાડીશ”

ફરી એક વખત પ્રણામ કરી સજળનયને ચદ્રમુખી બીજા ખડમા ચાલી ગઈ



# પ્રકરણ ૧૬ મું

## જીવન નાટકનો હૃદયવિદારક અંત

કલકત્તા છોડયા પછી થોડા દિવસ માટે દેવદાસ જ્યારે અલ્હાબાદ રહ્યો હતો ત્યારે એકાએક એક દિવસ તેણે ચંદ્રમુખીને પત્ર લખ્યો હતો કે, "વહુ! ફરીથી કદાપિ પ્રેમમાં નહિ પડવાનો મેં વિચાર કર્યો હતો પ્રેમ કર્યા પછી તેમાંથી નીકળવું મુશ્કેલ છે તે ઉપરાંત ફરીથી પ્રેમ કરવા જવું એના જેવી વિડંબના સંસારમાં બીજી એક પણ નથી'

પ્રત્યુત્તરમાં ચંદ્રમુખીએ શું લખ્યું હતું એ જાણવાની જરૂર નથી પરંતુ દેવદાસને એ વખતે એવું થયા કરતું હતું કે, "એક વખત એ આવે તો કેવું?"

બીજીજ ક્ષણે ભયસહિત તે વિચારતા કે, 'ના—ના, કાંઈ જરૂર નથી કોઈ દિવસે એ વાત પાર્વતીના જાણવામાં આવે તો?" આવી રીતે એક વખત પાર્વતી અને બીજી વખત ચંદ્રમુખી દેવદાસના હૃદય રાજ્યમાં વાસ કરતી હતી કવચિત્ બન્નેના મુખ સાથે સાથેજ તેના હૃદયપટ ઉપર તરી આવતા હતા જાણે કે બન્ને વચ્ચે પુષ્કળ પ્રેમભાવ કેમ ન હોય!

મનની અંદર બન્ને જણીઓ પાસે પાસે વિરાજ્યા કરતી હતી કોઈ દિવસે એકાએક દેવદાસને એમ લાગતું કે, એ બન્ને નારીઓ જાણે કે રીસાઈ ગઈ છે એ વખતે તેનું મન એવું અંધકારમય બની જતું હતું કે, કેવળ એક નિર્જીવ અતૃપ્તિ તેના મનની અંદર મિથ્યા પ્રતિધ્વનિની માફક ફર્યા કરતી પછી દેવદાસ લાહોર ચાલ્યો ગયો ત્યાં ચુનીલાલ નોકરી કરતો હોઈ તેના મળવાના તે દેવદાસને મળવા આવ્યો ઘણા દિવસ પછી બન્ને જણ એક બીજાને જોઈ શરમાયા તથા સુખી પણ થયા પુનઃ દેવદાસ સુરાને સ્પર્શ કર્યો ચંદ્રમુખીએ નિષેધ કરેલો હોવાથી તે યાદ આવતી હતી! તેને એમ લાગતું હતું કે, 'એ કેવી બુદ્ધિ ... ... ... પ્રેમથી ... છે' હવે પાર્વતી યાદ ... હતી મુઝાઈ જવું ... આવેલ ... પરીક્ષાની માફક કવચિત્

ક્વચિત્ તે પ્રકાશી નીકળતી હતી લાહોરના હવા પાણી દેવદાસને માફક આવ્યાં નહિ વચ્ચે વચ્ચે દર્દ થતુ હતુ, પેટની નજીક પાસુ જાણે કે દુ:ખ થતુ હતુ ધર્મદાસે એક દિવસે રડવા જેવુ મ્હોં કરી કહ્યુ —"દેવતા ! તમારૂ શરીર પાછું બગડે છે-ચાલો, બીજા કોઇ સ્થળે જઈએ "

દેવદાસે અસ્થિર ભાવથી ઉત્તરમાં કહ્યુ - "ભલે, જઇશુ "

દેવદાસ ખાસ કરીને પોતાના મુકામે દારૂ પીતો નહિ ચુની લાલ આવતો ત્યારેજ પીતો અને કોઇ દિવસે બ્હાર ચાલ્યો જતો રાત્રિ વીતી જવા આવતાં મુકામે પાછો ફરતો, તથા કોઇ રાત્રે બિલકુલ પાછો ફરતો નહિ આજે બે દિવસથી એકાએક તે અદૃશ્ય થઈ ગયો હતો ધર્મદાસ રડયા કર્યો તેણે અન્નજળને પણ સ્પર્શ કર્યો નહિ ત્રીજે દિવસે તાવ લઇ દેવદાસ પોતાના મુકામ ઉપર આવ્યો તે બિછાના વશ થયો તેનાથી ઉઠી નકાયુ નહિ ત્રણ ચાર ડૅાકટરો આવી દવા કરવા લાગ્યા

ધર્મદાસે કહ્યુ —"દેવતા ! કાશી બાને ખબર મોકલીશુ ?"

દેવદાસ તત્કાળ બોલી ઉઠયો —"ના–ના, બાને આ કાળુ મ્હોં હુ હવે કેવી રીતે બતાવી શકુ ?"

ધર્મદાસે પ્રતિવાદ કરી કહ્યુ —"રોગ શોક સહુને લાગેલ્ છે આવા ભીષણુ સકટ વખતે માતાથી મ્હો છુપાવવુ ઉચિત છે કે ? દેવતા ! તમારે શરમાવાનુ કારણુ નથી, કાશી ચાલો "

દેવદાસે મ્હો ફેરવી કહ્યુ —"ના ધર્મદાસ ! આ વખતે તેમની પાસે આવી શકીશ નહિ આરામ થયા પછી જઇશુ "

એક વખત ચદ્રમુખીનો ઉલ્લેખ કરવાની ધર્મદાસને ઇચ્છા થઇ, પરતુ તે પોતે એની એટલી બધી ઘૃણા કરતો હતો કે, તેના મ્હોં યાદ આવતાં જ ચુપ રહ્યો

દેવદાસને પોતાને પણ ઘણી વખત એ વાત યાદ આવતી હતી, પરતુ કોઇ વાત કહેવાની ઇચ્છા થતી નહિ આમ હોવાથી કોઈ આવ્યુ નહિ ત્યાર પછી ઘણા દિવસ વીતી ગયા અને દેવદાસ ધીમે ધીમે સાજો થવા લાગ્યો એક દિવસે ઉઠી બેઠા થઇ તેણે કહ્યુ —"ચાલ ધર્મદાસ ! હવે બીજા કોઈ સ્થળે જઇએ,"

"બીજા કોઈ સ્થળે જવાની જરૂર નથી ઘેર ચાલો અગર બા પાસે ચાલો"

અરસામાન બાધી ચુનીલાલ પાસે વિદાય લઇ દેવદાસ પાછો અમદાવાદ ઉપસ્થિત થયો—શરીર ઘણા અંશે સુધર્યું હતુ થોડા દિવસ ત્યાં રહ્યા પછી એક દિવસે તેણે ધર્મદાસને કહ્યુ—"ધર્મદાસ? કોઇ નવી જગ્યાએ જઈએ તો કેમ? મુબાઈ કદિ જોયુ નથી, ત્યાં જઇશુ?"

દેવદાસનો આગ્રહ જોઈ નામરજી હોવા છતા ધર્મદાસે હા પાડી જયેષ્ઠ માસ ચાલતો હતો મુબાઇ શહેરમા વિશેષ ગરમીનો અનુભવ થતો ન હોતો મુબઇ આવી દેવદાસ ઘણા અંશે આરોગ્ય મેળવી શકયો

ધર્મદાસે પૂછ્યુ—"દેવતા! હવે ઘેર જઈશુ?"

દેવદાસે કહ્યુ—"ના, અહીજ ઠીક છે હુ અહીજ થોડા દિવસ રહેવાને ઇચ્છુ છુ"

*　　*　　*

એક વર્ષ પસાર થઈ ગયુ હતુ ભાદ્ર માસની સ્હવારે એક દિવસે દેવદાસ ધર્મદાસને ખભે હાથ રાખી જે જે હૉસ્પિટલની બ્હાર નીકળી ગાડીમા બેઠો ધર્મદાસે કહ્યુ—"દેવતા! હુ કહુ છુ કે, બા પાસે જવુ જ સારૂ છે"

દેવદાસની બન્ને આખમા આંસુ ભરાઈ આવ્યા આજે કેટલાક દિવસથી તેને માતાનુ સ્મરણ થયા કરતુ હતુ હૉસ્પિટલમા રહી વારવાર તેણે માતાને જ યાદ કરી હતી આ સસારમા બધળા સગા હોવા છતાં જાણે તેનુ એક પણ સગુ ન હોવુ! માતા હતી, મ્હોટો ભાઈ હતો, બ્હેન કરતાં પણ અધિક પાર્વતી હતી, ચદ્રમુખી હતી—સહુ હોવા છતા તે હવે જાણે કે કોઈનો ન હોતા ધર્મદાસ રડતો હતો તેણે કહ્યુ—"દેવતા! બા પાસ જવાનો વિચાર નક્કી છે ને?"

દેવદાસે મ્હો ફેરવી આખો લુછી તેણે કહ્યુ—"ના ધર્મદાસ, આ મ્હો બાને બતાવવાની ઇચ્છા નથી હજી મ્હારો એ વખત આવ્યો હોય એમ લાગતુ નથી"

• વૃદ્ધ ધર્મદાસે હાઉ હાઉ કરી રડી પડીને કહ્યુ —"ભાઈ! મ્હારૂ કહેવુ માનો"

એ શબ્દોમા કેટલી બધી લાગણી ભરેલી હતી એ બન્ને જણા પોતાના અતરમા સમજ્યા દેવદાસની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ હતી આખુ પેટ લીવરના વધવાથી ફુલી ગયુ હતુ તે ઉપરાંત તાવ આવતો હતો તથા ખાસીનુ જોર હતુ શરીરનો રગ ગાઢ શ્યામ થઈ ગયો હતો, શરીર હાડકાના માળા જેવુ સકાઇ ગયેલુ નજરે પડતુ હતુ બન્ને આખો ઘણી ઉડી ઉતરી ગઈ હતી કેવળ એક પ્રકારની અસ્વાભાવિક ઉજ્વળતાથી તે ચકચક કરતી હતી માથા ઉપરના વાળ બરછટ થઈ ગયા હતા યત્ન કરતા ગણી શકાય એમ લાગતુ હતુ હાથની આગળીઓ તરફ જોતા ઘૃણા ઉપજતી હતી તેના ઉપર ખરાબ રોગનાં ચિહ્ન જણાતાં હતા સ્ટેશને જઇ પહોચ્યા પછી ધર્મદાસે પૂછ્યુ — "દેવતા! ક્યાની ટિકીટ લાવુ?"

દેવદાસે વિચાર કરી કહ્યુ —"ચાલ ઘેર જઇએ પછી બધુ થઇ રહેશે"

ગાડીનો વખત થતા તેઓ હુગલીની ટિકીટ લઇ બેઠા ધર્મદાસ દેવદાસની પાસે જ રહ્યો સધ્યાકાળ પુર્વેજ આખો બળવા લાગી અને દેવદાસને ફરીથી તાવ આવ્યો ધર્મદાસને તેણે કહ્યુ —"ધર્મદાસ! આજે ઘેર પહોચી શકાય એમ લાગત નથી!"

ધર્મદાસે ભય પામી પૂછ્યુ —"આમ કેમ કહો છો?"

દેવદાસે હસવાનો પ્રત્યન કરી કહ્યુ —પાછો તાવ આવ્યો છે'

કાશીનો રસ્તો પસાર થઈ ગયો ત્યારે દેવદાસ તાવથી બેહોશ હતો પટના નજીક જઇ પહોચતાં તે શુધ્ધિમા આવ્યો તેણે કહ્યુ —"ધર્મદાસ! બાની પાસે જવાનુ ન જ બન્યુ"

ધર્મદાસે કહ્યુ —"દેવતા! ચાલો, આપણે પટના ઉતરી પડી ડૉક્ટરને શરીર બતાવીએ"

ઉત્તરમા દેવદાસે કહ્યુ —"ના, ઘેરજ જઇએ"

ગાડી જ્યારે પાણ્ડુયા સ્ટેશને જઈ પહોચી ત્યારે મળસ્કુ

થયુ હતુ આખી રાત વરસાદ પડયો હતો તથા હમણાંજ બંધ થયો હતો દેવદાસ ઉઠી ઉભો થયો નીચે ધર્મદાસ ઉંઘી ગયો હતો ધીમે ધીમે દેવદાસે એક વખત તેના લલાટને સ્પર્શ કર્યો, લજ્જાથી તેને જગાડી શકયો નહિ ત્યાર પછી ડબ્બાનુ બારણુ ઉઘાડી ધીમે ધીમે બ્હાર નીકળી પડયો સુઇ રહેલા ધર્મદાસને લઈ ગાડી ચાલી ગઈ કંપતા કંપતા દેવદાસ સ્ટેશનની બ્હાર નીકળ્યો એક ઘોડાગાડીના ગાડીવાનને બોલાવી તેણે કહ્યુ —
"ભાઇ! મ્હને હાતીપોતા ગામે લઇ જઈ શકીશ ?"

તેણે એક વખત દેવદાસના મુખ તરફ અને પછી આકાશ અવળ જોયુ પછી તેણે કહ્યુ —"ના બાબુ! રસ્તો સારો નથી આવા વરસાદના દિવસમા ઘોડાગાડી ત્યા જઈ શકશે નહિ"

દેવદાસે ચિંતાતુર બની પૂછયુ —"પાલખી મળી શકશે ?"

ગાડીવાને ઉત્તર આપ્યો —"ના"

આ શંકાથી દેવદાસ બેસી પડયો ત્યારે શુ જવાનુ નહિ બની શકે ? તેના મુખ ઉપર તેની અંતિમ અવસ્થા ગાઢ મુદ્રિત હતી એ અંધ મનુષ્યો વાચી શકે તેમ હતુ

ગાડીવાને આર્દ્ર થઇ કહ્યુ —"બાબુ! એક બળદગાડી નક્કી કરી આપુ ?"

દેવદાસે પૂછયુ —'ગાડુ કેટલા વખતમાં પહોચશે ?"

ગાડીવાન બોલ્યો —"રસ્તો સારો નથી એમ લાગે છે કે, બે દિવસ થશે"

દેવદાસ મનમાં ને મનમા હિસાબ કરવા લાગ્યો —"બે દિવસ જીવતો રહી શકીશ કે ? કોઇ પણ રીતે પાર્વતી પાસે જવુ જ જોઇએ" પછી પોતાની ઘણી અસત્ય વાતો અને અસત્ય આચરણુનુ તેને સ્મરણ થઇ આવ્યુ છેલ્લા દિવસનો કબુલત પાળવાનો તેણે નિશ્ચય કર્યો હતો જીવનની મુદત પુરી થવા આવી હતી એ જ ભયની વાત હતી !

દેવદાસ જ્યારે ગાડામા બેઠો ત્યારે માતાની વાત યાદ આવતા તેની આખો ફાટી જળ પડવા લાગ્યુ બીજા એક સ્નેહ કોમળ મુખે આજે જીવનની છેલ્લી ક્ષણે અત્યંત પવિત્ર થઇને

દર્શન દીધું,—એ મુખ ચંદ્રમુખીનું હતું ! પાપિષ્ઠા કહીને હમ્મેશા જેનો તેણે તિરસ્કાર કર્યો હતો તેને જ આજે જનની પાસે ગારવ સહ પ્રકાશી નીકળતી જોઇ આંખોમાંથી ઝર ઝર કરતું જળ વહેવા લાગ્યું આમ છતાં પાર્વતી પાસે જવું જ જોઈએ ! દેવદાસે ફરી એક વખત તેને મળવાની પ્રતિજ્ઞા કરી હતી। આજે એ પ્રતિજ્ઞા તેને પૂર્ણ કરવી હતી ! રસ્તો સારો ન હોતો કોઇ કાદવ કીચ્ચડથી ભરાઇ ગયો હતો ખાડા ટેકરાઓનો પાર ન હોતા ગાડુ 'હટર હટર' અવાજ કરતું ચાલવા લાગ્યું કોઇ સ્થળે ગાડીવાનને નીચે ઉતરી પૈડા ધકેલવા પડયા તથા કોઇ સ્થળે બન્ને બળદને નિર્દય રૂપથી પ્રહાર કરવો પડયો ગમે તે રીતે એ સોળ ગાઉનો રસ્તો પસાર કરવાનો હતો ! 'હુ હુ' કરતો કરતો ઠંડો પવન ફુંકાતો હતો આજે પણ સંધ્યાકાળ પછી દેવદાસને પુર જોરથી તાવ આવ્યો તેણે ભયભીત બની પૂછ્યુ – "ગાડીવાન ! હજી કેટલો રસ્તો બાકી છે ?"

ગાડીવાને ઉત્તર આપ્યો –"હજી આ૦ દશ ગાઉ છે, બાબુ"

"ભાઈ ! જલ્દી લઈ ચાલ હુ તને ઘણા રૂપિયા બક્ષિસ આપીશ"

ખીસ્સામાં સો રૂપિયાની એક નોટ હતી તે બતાવીને કહ્યુ—"હુ તને સો રૂપિયા આપીશ જલ્દી લઇ ચાલ"

ત્યાર પછી કેવી રીતે આખી રાત વીતી ગઇ એ દેવદાસ જાણી પણ શક્યો નહિ આખી રાત તે બેશુદ્ધ હાલતમાં હતો સવારે શુદ્ધિમાં આવતા તેણે કહ્યુ— ભાઇ ! હજી કેટલું દૂર છે ? રસ્તો નહિજ ખૂટે કે ?"

ગાડીવાને કહ્યુ —"હજી છ ગાઉ છે

દેવદાસે ગાઢ નિ:શ્વાસ મૂકી કહ્યુ – "ભાઇ ! જરા ઉતાવળથી હાંક હવે વિશેષ વખત નથી"

ગાડીવાન સમજી શક્યો નહિ, નવીન ઉત્સાહથી બળદોને હાંકી ને ગાળાગાળી કરવા લાગ્યો ગાડુ બનતી ઉતાવળથી આગળ વધતુ હતું, અંદર દેવદાસ અધીરતાથી અફસોસ કરતો હતો તેને કેવળ એમજ થયા કરતું હતું કે મુલાકાત થશે'

જીવનનો છેલ્લો શ્વાસ નીકળતાં પહેલાં પહોંચી શકાશે કે ?"

બપોરે ગાડી ઉભી રાખી, ગાડીવાન બળદોને ત્રાસ આપી ભાત આહાર કરી પાછો ગાડુ હાકવાની તયારી કરવા લાગ્યો. તેણે કહ્યું -"બાબુ ! તમે કાંઇ નહિ ખાઓ ?"

"ના ભાઈ ! તરસ ઘણી લાગી છે થોડુ પાણી લાવી આપીશ ?"

રસ્તા પાસની તળાવડીમાંથી ગાડીવાન પાણી લઇ આવ્યો. આજે સંધ્યાકાળ પછી તાવની સાથે દેવદાસના નાકમાંથી લોહીના બિંદુઓ બહાર નીકળવા લાગ્યા ઘણા જોરથી દેવદાસે નાક દબાવી રાખ્યું ત્યાર પછી દાંતમાંથી પણ લોહી નીકળતું હોય એમ લાગ્યું શ્વાસ ઘણા જોરથી ચાલવા લાગ્યો હાંફતાં હાંફતાં તેણે પૂછ્યું —"હજી કેટલું છેટું છે ?"

ગાડીવાને કહ્યું —"બે ગાઉ રાત લગભગ દશ વાગ્યે પહોંચી શકાશે"

દેવદાસે મહાકષ્ટે ઉંચુ જોઈ રસ્તા તરફ જોતાં કહ્યું —"હે ભગવાન !"

ગાડીવાને પૂછ્યું —"બાબુ ! આમ કેમ કરો છો ?

દેવદાસ આ વાતનો ઉત્તર આપી શકયો નહિ, ગાડું ચાલતા લાગ્યું પરંતુ દશ વાગ્યાને બદલે રાતના બાર વાગ્યે ગાડું હાતી પોતાના જમીનદારના ઉચ્ચ તથા વિશાળ મહાલયની સામે આવેલા વૃક્ષ નીચેના ચબુતરા પાસે ઉપસ્થિત થયું ગાડીવાને કહ્યું —" બાબુ, હવે ઉતરો."

કાંઈ ઉત્તર મળ્યો નહિ તેણે ફરીથી હાક મારી તો પણ ઉત્તર મળ્યો નહિ પછી ભય પામી દીવાને મુખ પાસે લાવી તેણે પૂછ્યું —"બાબુ ! ઉંઘી ગયા કે ?"

દેવદાસ જોઇ રહ્યા હતા. ઓષ્ઠ હલાવી ને કાંઈ બોલ્યો, પરંતુ ઉચ્ચાર ન થયો. ગાડીવાને ફરીથી કહ્યું —"બાબુ !"

દેવદાસ હાથ ઉંચો કરવા ગયો, પણ કરી શકયો નહિ કેવળ તેની આંખોના બન્ને ખુણામાંથી બે અશ્રુબિંદુ બહાર નીકળી પડયા પછી ગાડીવાને બુદ્ધિ વાપરી, ચબુતરા ઉપર ઘાસ

નાખી એક બિછાનુ તૈયાર કર્યું પછી મહાકષ્ટે દેવદાસને ઉંચકી જઈ તેના ઉપર સૂવાડયો એ સ્થળે બીજુ કોઇ હાજર ન હોતુ જમીનદારનુ ભવ્ય મકાન નિસ્તબ્ધ તથા નિદ્રિત હતુ દેવદાસે મહાકષ્ટે ખીસ્સામાથી સો રૂપીયાની નોટ બહાર કાઢી આપી ફાનસના પ્રકાશમા ગાડીવાને જોયુ કે દેવદાસ એના તરફ જોઈ રહ્યો હતો, પરતુ તે કાંઇ બોલી શકતો ન હોતો તેની સ્થિતિની કલ્પના કરી ગાડીવાને નોટ લઈ ફાળીઆના છેડા સાથે બાધી દીધી શાલથી દેવદાસના દેહને ઢાંકવામાં આવ્યો હતો સ્હામે ફાનસ સળગતુ હતુ ગાડીવાન દેવદાસના પગ પાસે બેસી ચિંતા કર્યા કરતો હતો

મળસ્કુ થયુ સ્હવાર થતા જમીનદારના મહાલયમાથી માણસો બ્હાર નીકળવા લાગ્યાં કેવો આશ્ચર્યજનક દેખાવ! ચબુતરા ઉપર એક ગૃહસ્થ પુરૂષ મરવા પડયો હતો! શરીરે શાલ, પગમા વિલાયતી સ્લીપર અને હાથ ઉપર વીંટી હતી! થોડા સમયમાજ પાર્વતીના પતિ ભુવન બાબુના કાને એ વાત ગઈ ડૉકટરને બોલાવવાનો બદોબસ્ત કરી તેઓ ચબુતરા પાસે આવી પહોચ્યા દેવદાસે સહુના મુખ તરફ જોયુ, પરતુ તેની વાચા અટકી ગઇ હતી તે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકયો નહિ તેના નેત્રમાથી કેવળ અશ્રુજળ સરી પડવા લાગ્યુ ગાડીવાન જે કાઈ જાણતો હતો તે તેણે કહ્યુ, પરતુ તેથી કાંઈ ચોકકસ બાતમી મળી નહિ ડૉકટરે આવી કહ્યુ—"શ્વાસ ચાલૂ થઇ ગયો છે, જલ્દી મૃત્યુ થશે"

સહુનાથી બોલી જવાયુ—'અરેરે!"

જમીનદારના અતપુરમા બેસી પાર્વતીએ પણ આ વાત સાભળી કહ્યુ—"અરેરે!"

કોઈ એક જણુ દયા કરી મુખમાં એક બિંદુ જળ નાખી ગયુ દેવદાસે કરૂણ દૃષ્ટિથી એક વખત તેના તરફ જોયા પછી આખો મીચી ત્યાર પછી થોડો સમય તે જીવતો રહ્યો અને પછી તેના જીવનનો અત આવ્યો હવે અગ્નિ કોણ મૂકે, સ્પર્શ કોણ કરે, શી જાતે છે વગેરે પ્રશ્નો ઉપર તર્ક ચાલૂ થયો ભુવન બાબુએ નજીકના પોલીસ સ્ટેશને ખબર પહોંચાડી ઇન્સપેકટર

આવી તપાસ કરવા લાગ્યો લિવરના દર્દથી મૃત્યુ થયુ હતુ નાક તથા મુખ ઉપર લોહીના દાગ હતા ખીસ્સામાંથી બે કાગળ બ્હાર નીકળ્યા એક પત્રમા તાલસોનાપુરના દ્વિજદાસ મુખો પાધ્યાયે મુબઈના દેવદાસને લખ્યુ હતુ કે "હમણા રૂપીયા મોકલવાનુ બની શકે તેમ નથી ' બીજા એક પત્રમા કાશીની હરિમતી દેવીએ ઉકત દેવદાસને લખ્યુ હતુ, "શરીર કેમ છે ?"

ડાબા હાથ ઉપર અગ્રેજી અક્ષરમા નામના આધક્ષર લખેલા હતા ઇન્સપેકટરે તપાસ કરી કહ્યુ —"આ માણુસ જ દેવદાસ છે ।"

હાથ ઉપર આસમાની રગની રત્નવાળી વીટી હતી, તેની કિમ્મત આશરે દોઢસો રૂપયા હતી, શરીર ઉપર શાલ હોઇ તેની કિમ્મત આશરે બસો રૂપિયા હતી વસ્ત્રાદિ વગેરે સઘળી વસ્તુઓની ઇન્સ્પેકટરે યથા રીતિ નોધ કરી લીધી ભુવનબાબુ તથા તેમનો પુત્ર મહેન્દ્રનાથ એ વખતે પણ ત્યા હાજર હતા તાલસોનાપુરનુ નામ સાંભળી મહેન્દ્રે કહ્યુ, "મ્હારી નવી બાના ગામનો માણુસ છે, તેઓ જુએ તો—"

ભુવનબાબુ બોલી ઉઠ્યા —"એ અહી મડદુ કબજે લેવા આવે કે ?"

ફોજદારે હસીને કહ્યુ —"ગાડો છે ગાડો !"

બ્રાહ્મણનો મૃતદેહ હોવા છતાં એ ગામડામા કોઈએ તેને સ્પર્શ કરવાની ઈચ્છા દર્શાવી નહિ તેથી ચડાળો આવી બાધીને શબદેહ લઈ ગયા પછી કોઇ સુકાઈ ગયેલા તળાવના કિનારે ચડાળોએ શબદેહને અર્ધદગ્ધ કરી પડી રહેવા દીધો કાગડા, સમડીઓ તેના ઉપર આવી બેઠા શીઆળ તથા કૂતરાએ શબનો કબજો લેવા કલહ કરવા લાગ્યા આમ છતા જે કોઈએ એ વાત સાભળી તે ' અરેરે !' બોલી ઉઠ્યુ દાસ દાસીઓ કહેવા લાગ્યા, "કોઈ ધનવાન માણુસ હતો! બસો રૂપિયાની કિમ્મતની શાલ તથા દોઢસો રૂપિયાની કિમ્મતની વીંટી હતી ! એ બધુ હમણાં ફોજદારના કબ્જામા છે. બન્ને કાગળ પણ તેમણે પોતાની પાસે રાખ્યા છે"

આ ખબર સ્હવારેજ પાર્વતીના સાંભળવામા આવી હતી, પરતુ આજકાલ કોઇ પણ વિષયમા તે વિશેષ લક્ષ્ય આપતી

ન હોતી તેથી એ પ્રકારને બરાબર સમજી શકી ન હોતી આમ છતા બધાં માણુસોને એ એકજ વાત કરતા જોઈ સખ્યા પૂર્વે એક દાસીને બોલાવી તેણે પુછ્યુ –"શુ થયુ છે? કોણુ મરી ગયુ છે?"

દાસીએ કહ્યુ –" બા! એ વાત કોઈ જાણતુ નથી પુર્વ-જન્મના સસ્કાર લખાયા હશે તેથી જ અહી મરવા આવ્યો હશે કડીમાં આખી રાત ચબુતરા ઉપર પડી રહો હતો આજે સ્હવારે નવ વાગ્યે મરી ગયો છે"

પાર્વતીએ ગાઢ નિશ્વાસ મકી પૂછ્યુ —"એ કોણુ હતો તે માલુમ ના પડ્યુ કે?"

દાસીએ કહ્યુ —"મહેન્દ્રભાઇ બધુ જાણે છે, હુ વિશેષ કાંઇ જાણુતી નથી"

મહેન્દ્રને બોલાવવામા આવ્યો તેણે કહ્યુ —"બા! એ માણુસ તમારા ગામનો દેવદાસ મુખોપાધ્યાય હતો!"

પાર્વતીએ મહેન્દ્રની તદ્દન પાસે જઇ તીવ્ર દષ્ટિપાત કરી પૂછ્યુ —"કોણુ, દેવભાઇ? કેવી રીતે જાણ્યુ?"

"ખીસ્સામા બે પત્રો હતા, એક દ્વિજદાસ મુખો પાધ્યાયે લખ્યો હતો

પાર્વતીએ વચ્ચે જ કહ્યુ —"હા, તેમના મ્હોટા ભાઇ"

"બીજો પત્ર કાશીથી હરિમતી નામની બાઈએ લખ્યો હતો"

"બરાબર, એ તેમના માતા થાય છે"

"હાથ ઉપર અગ્રેજી નામ લખેલુ હતુ–"

"પહેલ વહેલા કલકત્તા ગયા ત્યારે લખાવ્યુ હતુ"

"એક આસમાની રત્નવાળી વીંટી—"

"જનોઇ દેતી વખતે કાકામહાશયે આપી હતી હુ જાણુ છુ–"

આટલુ બોલતાંની સાથે પાર્વતી ત્યાથી દોડી નીચે ઉતરી પડી મહેન્દ્રે કિંકર્તવ્યવિમૂઢ બની પુછ્યુ —"બા! ક્યાં જાઓ છો?"

"દેવભાઇની પાસે"

"હવે તેઓ નથી–ચડાળો લઇ ગયા છે"

"ઓ મારે! ઓ મારે!" બોલી રડતી રડતી પાર્વતી દોડવા લાગી મહેન્દ્રે આગળ દોડી જઈ તેની સ્હામે ઉભા રહી કહ્યુ.–

"બા ! તમે ગાડા બની ગયાં કે શુ ? કયાં જાઓ છો ?"

પાર્વતીએ તીક્ષ્ણ દૃષ્ટિથી મહેન્દ્રના મુખ તરફ જોઇ કહ્યું - "શુ તુ મ્હને ગાડી સમજે છે ? રસ્તો મૂક"

તેની આંખો તરફ જોઈ મહેન્દ્ર રસ્તો છોડી તેની પાછળ પાછળ જવા લાગ્યો પાર્વતી બ્હાર નીકળી પડી એ વખતે બ્હાર કારભારી કામ કરતો હતો ભુવનબાબુ ત્યાં હાજર હતા ચસમા ઉપરથી જોઈ તેમણે કહ્યું "કોણ જાય છે ?"

મહેન્દ્રે કહ્યું --"મ્હારા બા"

"એ શુ ? કયાં જાય છે ?"

મહેન્દ્રે કહ્યું –" દેવદાસને જોવા"

ભુવનબાબુ ઉચ્ચ કંઠે બોલી ઉઠયા –"તમારી સહુની અકકલમા આગ લાગી છે કે, શુ ! પકડો--પકડો, એને જલ્દી પાછી લાવો એ ગાંડી બની ગઇ છે ! ઓ મોહન ! ઓ ન્હાની વહુ !"

ત્યાર પછી દાસ દાસીઓએ દોડી જઈ પાર્વતીના મુચ્છિત દેહને મકાનની અંદર ખેંચી આણ્યો બીજે દિવસે તેની મુર્છાનો ભંગ થયો, પરંતુ તે કાંઇ બોલી નહિ તેણે એક દાસીને બોલાવી પુછ્યુ –"રાત્રે બિલકુલ આવ્યા નહોતા ને ?"

પછી પાર્વતી ચુપ રહી

હવે આટલા દિવસે પાર્વતીનુ શુ થયુ, તે કેમ છે એ અમે જાણતા નથી, તેની ખબર લેવાની ઇચ્છા પણ થતી નથી દેવદાસ માટે ઘણું દુઃખ થાય છે ! તમે જે કોઇ આ વાર્તા વાચશો તે કદાચ મારી માફકજ દુઃખી થશો, તો પણ જો કદાચ દેવદાસ જેવા હતભાગી, અસંયમી પાપિષ્ઠ સાથે પરિચય થાય તો તેને માટે એક વખત પ્રાર્થના કરજો બીજા માટે નહિ તો તેના જેવુ મૃત્યુ ન થાય એ માટે તો જરૂર પ્રાર્થના કરજો ! મરણથી નુકશાન નથી, પરંતુ એ વખતે જાણે કે એક સ્નેહપૂર્ણ હસ્તસ્પર્શ એના લલાટે પહોંચે—જાણે કે, એક કરૂણાર્દ્ર સ્નેહમય મુખ જોતા જોતા જીવનનો અંત આવે-મરતી વખતે જાણે કે, કોઇની આંખમાં એક બિંદુ જળ જોઇ તે મરી શકે.

સમાપ્ત